# રોઝા લામ્બર્ટ

અથવા

# પાદરીની પુત્રી.

મૂળ લેખકઃ
સ્વર્ગસ્થ મી૦ જ્યોર્જ વીલીઅમ રેનાલ્ડસ.
ભાષાંતરકારઃ
સાકરલાલ મગનલાલ કાપડિયા.
લંડન રાજ રહસ્ય અથવા મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ
લંડનના ભાષાંતર કર્તા.
૭, કુંભાર ટુકડા, મુંબઇ.

મુદ્રક અને પ્રકાશકઃ
હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી
શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ, બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

મુંબઇના સબ એજંટઃ
બુકસેલર ગોવર્ધનદાસ પુરૂષોતમદાસ ઠક્કર.
દેવકરણ મેન્શન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

આવૃત્તિ ૧ લી. જાન્યુઆરી. ૧૯૨૯

કિમ્મત રૂ. ૧-૮.

# અનુક્રમણિકા.

—:o:—





# રેઝા લામ્બર્ટ સીરીઝ.



ગુજરાતી વારતાઓ વાંચવાના શોખીનો જાણીને રાજી થશે કે આજ સુધી કોઇ પણ ગુજરાતીએ નહિ ખેડેલું સાહસ ખેડીને અમે લંડન રાજ-રહસ્ય અથવા મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ લંડન ની જગ મશહુર વારતાની સીરીઝ પુરી કરી છે. અંગ્રેજી સાહિત્યમાં મી. રેનોલ્ડસ નવલકથાકારોના રાજા ગણાય છે. તેમણે જે જે વાર્તાઓ લખી છે તેનો દુનીઆની એકે એક ભાષામાં તરજુમા થયા છે અને રેનોલ્ડસની વાર્તા પાછળ એકે એક દેશની પ્રજા એટલી બધી પાગલ થઇ ગઇ છે કે તેની એક એક વાર્તાની હજારો નકલો ચપોચપ ઉપડી જાય છે. લંડન રાજ-રહસ્યના બાર ભાગો વાંચનારની ખાત્રી થઇ જશે કે રેનોલ્ડસની વાર્તા શરૂ કર્યા પછી તે પુરી કર્યા વિના કોઇને ચેનજ પડતું નથી.

આ રેઝા લામ્બર્ટ અથવા પાદરીની પુત્રી એજ જગ મશહુર લેખકની જગવિખ્યાત કલમથી લખાયલી અજબ રસીલી વારતા છે. આ પહેલો ભાગ વાંચતાંજ વાંચનારની ખાત્રી થઇ જશે કે વાર્તાનું વણાટ ગુંથવામાં રેનોલ્ડસની જોડીજ મળતી નથી.

આ વાર્તા ચાર ભાગમાં પુરી કરવામાં આવશે અને ચાર ભાગની સીરીઝના ગ્રાહકોને ખાસ લાભ આપવા માટેજ નીચેની યોજના ઘડવામાં આવી છે. આ યોજનાનો લાભ લઇને રેનોલ્ડસની આ અમુલ્ય

વાર્તાનો પુરેપુરો લાભ લેવાની અમે શોખીન વાંચકોને વિનંતી કરીયે છીએ:

૧. આઠ આનાની ફી ભરવાથી સીરીઝના ગ્રાહક તરિકે નામ રજીસ્ટર કરવામાં આવશે.

૨. સીરીઝના ગ્રાહકને દરેક ભાગની કીંમત રૂ. ૧॥ હોવા છતાં દરેક ભાગ ફક્ત ૧ રૂપીઆમાં મળશે.

૩. નવો ભાગ પ્રગટ થતાં ગ્રાહકને તે વી. પી. થી મોકલવામાં આવશે અને જે વી. પી. પાછું આવશે તેની રજીસ્ટર ફી જપ્ત કરવામાં આવશે.

૪. આઠ આના ભરી નામ રજીસ્ટર કરાવવાથી રૂ. ૭ ની કીમતના ચાર ભાગો ફક્ત રૂ. ૪ માં મળશે. અને પાછળથી નિરાશ થવાનો વખત આવશે નહિ.

૫. સીરીઝના ગ્રાહક થનારને વિલાસ ઓફીસ તરફથી પ્રગટ થએલાં સઘળા પુસ્તકોમાં ૨૫ ટકાનું કમીશન મળશે.

બજારગેટ સ્ટ્રીટ, કોટ, વ્યવસ્થાપક.

મુંબઇ. **વિલાસ ઓફીસ.**

જાન્યુઆરી, ૧૯૨૮.

# રોઝા લામ્બર્ટ

## યાને

# પાદરીની પુત્રી.

---

## પ્રકરણ ૧ લું.

### હવસનો કીડો.

સમી સાંજનો સમય હતો. અસ્ત થતા આફતાબનો પ્રકાશ અદ્દભુત રમણીયતા પ્રસારી રહયો હતો. વનસ્પતિ પુર બહારમાં ખીલી હતી. સુરજના સોનેરી કિરણો લીલાંછમ ઝાડોપર પડતાં કુદરતી સુંદરતામાં ઔર વધારો થતો હતો. ખેતરો અને રસ્તાની બન્ને બાજુની વાડોમાં એ કિરણો જાણે સંતાકુકડી રમતાં હોયની તેવાં લાગતાં હતાં. થોડેક દૂર દેખાતાં ઝરણાંની બીલોરી કાચ જેવી સપાટીપર આફતાબના સોનેરી કિરણો નાચી રહ્યાં હતાં. જંતુઓનો ગુંજારવ ચાલુ થયો હતો અને દિવસની સખત ગરમીમાં માળામાં ગુપચુપ બેસી

રહેલાં પક્ષીઓ મધુર કિલકિલાટ કરી વાતાવરણને સંગીતમય બનાવતાં હતાં. જાણે આ રમણીય જગ્યાપરથી પસાર થનારને કુદરતી બંસરી સંભળાવીને વ્હાલભર્યો આવકાર આપતા હોયની તેમ પક્ષીઓ દરખતોની ડાળ હલાવતાં હલાવતાં મધુર ટહુકાર કરી રહયાં હતાં. જ્યાં નજર નાખો ત્યાં કુદરતી સુંદરતા પથરાયલી જણાતી હતી. કુદરતે આ સ્થળને ઉદારતાથી અજબ ખુબસુરતીની બક્ષીસ કરી હતી. આકાશ, ધરતી, ખેતરો, વૃક્ષો, ઝરણાં-સર્વ જાણે મનુષ્યના થાકેલા દીલને આરામ આપવાને કોઇ ગેબી રમત રમી રહયાં હોયની તેવું આ દેખાવ જોઇ લાગતું હતું.

આ મધુર સાંજે હું ખેતરોમાં ફરીને એકલી ઘર તરફ પાછી જતી હતી. ફરવા ગઇ ત્યારથીજ મારા મનમાં અનેક શોકજનક વિચારો ઘોળાતા હતા. કુદરતની બેનમુન ખુબસુરતી જોઇ મારો શોક કંઈક ઓછો થયો. પણ નહિં. મારા ઘવાયલા દીલને શાંતી આપવાની કુદરતમાં પણ શકતી ન્હોતી. જીંદગીની શરૂઆતમાંજ મને દુનિયાનો કડવો અનુભવ મળવા માંડયો હતો. પક્ષીઓનું મધુર સંગીત મારા દીલના તાર થડકાવતું નથી. લીલીછંમ ઝાડીઓ ને સૂર્યના રંગ બેરંગી કિરણો મારા તપતા દીલને આરામ આપી શકતાં નથી. આહ ! હું કેવી દુઃખી છું ?

વાંચનાર, કુદરતની અદ્દભુત લીલા જોઇ મારી સઘળી ચિંતા શી રીતે ફના થઇ જાય? મારા પિતા-ભલા ભોળા-નમ્ર અને પરમાર્થી સ્વભાવના મારા પીદર—ને બદનસિબે કેવા કંગાળ બનાવી દીધા છે તે તું જાણે છે? એક વેળાના મારા વ્હાલા પિતા આજે

હાર્ડીઆ, બેદરકાર અને સ્વાર્થી થઇ ગયા છે! ધર્મગુરૂ તરિકેની–પાદરી તરિકેની પોતાની સઘળી ફરજો એ ભુલી ગયા છે. મારી માતા જેણે મારા બચપણમાં મને અત્યંત પ્યારથી ઉછેરી હતી, બચપણમાં જેની ખુબસુરતી જોતાં હું કદિ ધરાતી ન્હોતી તે—મારી વ્હાલી મા––આજે વરસોથી લકવાથી ઝલાઇ ગઇ છે. લકવાની ભયંકર બીમારીએ તેની સુંદરતા બગાડી નાખી છે, તેનું જીગર તુટી ગયું છે, સ્વભાવ બગડી ગયો છે ને નિરાશાની અંધારી ખાઇમાં જાણે મોતની રાહ જોતી હોય તેમ તે દહાડા પૂરા કરે છે! ઓહ! હું એ દુઃખી માતાનો ખ્યાલ કેમ ભુલી શકું?

અને મારો ભાઇ સીરીલ! કેવો ફાંકડો જવાન! કોઇ પણ બહેન એવા ભાઇ માટે મગરૂર રહે! આહ! એકવાર તે કેટલો પ્રમાણિક અને મહેનતુ હતો! પણ કમબખ્ત દુનિયાએ તેને પ્રમાણિક ન રહેવા દીધો. તેને તેનું પાણી બતાવવાની તકજ ન મળી. તે નીરાશ થઇ ગયો. અને હવે રખડેલ ભામટા જેવો અહિંથી તહિં ભમ્યા કરે છે.

આવા સંજોગોમાં મને મારા ભવિષ્યનો વિચાર ન આવે એ બનવા જોગ છે? આહ! એ વિચારજ મને ધ્રુજાવે છે. મારી ઉમ્મર અઢાર વર્ષની છે––હું ઠીક ઠીક કેળવાઇ છું–મારી બુદ્ધિ બહુ તિક્ષણ તો નથી; પણ જ્યારે હું આયનામાં જોઉં છું ત્યારે મને લાગે છે કે મારી ખુબસુરતી કંઇક ન્યારીજ છે. એક બે ખુશામદીઆ સખસોએ મને કહ્યું હતું કે મારી સુંદરતામાં જાદુ છે! એ જાદુ ભરી ખુબસુરતી ધરાવવા છતાં હજુ મારા હાથની કોઇએ

ઉમેદવારી કરી ન્હોતી. અમારા ગામના ખેડુતો ઘણા ગરીબ છે. તેમના દીકરાઓ ઘણા શરમાળ અને ડરપોક છે! મારા જેવી કંગાળ છોકરી તરફ નજર ન નાખવામાં કદાચ તેઓ ડહાપણ પણ વાપરતા હોય! આયનામાં જોતાંજ મને મારી અસાધારણ ખુબસુરતી જણાઇ આવે છે. આવી કુમારિકા તરફ કોઇ ઝાંખીને જુએ પણ નહિ એના જેવી શરમભરી બીના બીજી કઇ હોઇ શકે ?

મારે ખરેખરી હકીકત જ કહી નાખવી છે. થોડાંક કુટુંબો સાથે અમારે અગાઉ વહેવાર હતો, પણ એક બે વરસથી એ સંબંધ તુટી ગયો છે; કેમકે અમે બહુ ગરીબ થઇ ગયાં છીએ. મારા પિતાની કરજદારી વિષે ગામમાં છડેચોક વાત થતી હતી. મારા પિતા ઉધાર પૈસા લેવા માટે લુચ્ચાઇ કરતા—કોઇને છેતરતા અને સત્તાવાળાને ઉડાવવાની પેરવી કરતા—એવી વાત સાંભળતા મારે શરમથી નીચું જોવું પડતું. એક પ્રમાણીક ગ્રહસ્થ તરીકેની આબરૂ તે ગુમાવતા જતા હતા. પાદરીની પદવીના જોરપર હવે વધુ પૈસા મળે તેમ ન હોતું. હું આ દુઃખદાયક બીના સારી પેઠે જાણતી હતી. માબાપના પાપોની બૂરી અસર અમારા પર–તેમના બચ્ચાંઓ પર પણ થતી જતી હતી.

અસ્ત થતા આફ્તાબના રમણીય પ્રકાશમાં આખી કુદરત નાચી રહી હતી. પણ અફસોસ! મારા શોકભર્યા દીલની વ્યથા તેથી નાશ પામી નહિ. હું જે રસ્તાપરથી પસાર થતી હતી તેની બંને બાજુએથી ફુલોની સુગંધ ધસડાઇ આવતી હતી અને સૂર્યનાં સોનેરી કિરણો ફુલોપર ચમકી રહ્યાં હતાં. પણ મારી જીંદગીના

માગ`માં શું હતું? ત્યાં તો આનંદના તેજને બદલે શોકનું અંધારૂં હતું.

હું એક ટેકરી પર આવી પુગતાં ત્યાં થોડીકવાર ઉભી રહી. ત્યાંથી અમારૂં ગામડું અરધો માઇલ દૂર હતું. ગામના ઘરો અહિંથી નજરે પડતાં હતાં. મારૂં ઘર પણ દેખાતું હતું. તુટયું ફુટયું-ઝૂંપડા જેવું એ ઘર, તેમાં વસતા માણુસોની કંગાળ્યતની જીવતી જાગતી નિશાની જેવું હતું. જો મારી માતા બીમાર ન પડી હોત તો મારા પિતાની સ્થિતિ આટલી ગરીબ ન થાત! ગરીબીનો જાલીમ સાપ જો મારા વ્હાલા પીતાને ન કરડયો હોત તો તે શરાબની બુરી લતના ગુલામ ન થઇ જાત! આહ! કુદરતે અમારા પર જો એ ભયંકર આફ્ત ન નાખી હોત તો આજે અમારા ઘરમાં કેવી શાંતી હોત-આજે એજ ઘર આનંદથી કેવું ગાજી રહ્યું હોત! આવા વીચાર આવતાં મેં એક ઉંડો નીસાસો નાખ્યો.

એજ પળે એક મોટો "ન્યુફાઉન્ડલેંડ" કુતરો મારી નજીક ધસી આવવાથી હું ચમકી. બીજીજ પળે મેં તેને ઓળખ્યો. તરતજ તેના માલીકનો છોકરી જેવો મીઠો મધુર અવાજ કુતરાને પાછો બોલાવતો સંભળાયો અને જોતજોતામાં મી૦ રોકીંગહામ મારી નજીક આવી ઉભો.

આ જવાનની ઉમ્મર આશરે ૨૧ વર્ષની હતી. તે એક શ્રીમંત જમીનદારનો એકનો એક બેટો હતો. તેના બાપે મારા પીતાને થોડીક જમીન આપી હતી તેથી અમે તેના આભારી હતાં. આ જમીનની આવક વર્ષે ફકત ૧૨૦ પાઉંડની હતી છતાં મારા

પીતા પર તે એક ઉપકાર હતો. મારા પીતા અને સ્કવાયર રોકીંગહામ બચપણના મીત્રો હતા. અભ્યાસ પુરો કર્યા પછી બન્ને છૂટા પડ્યા. મી૦ રોકીંગહામે ગમે તે રીતે દોલતનો ખજાનો ભેગો કર્યો હતો જ્યારે મારા પીતા વા ખાતાજ રહયા હતા. આમ હોવા છતાં તે મારા પીતાને ભુલી ગયો ન હોતો. હોથોર્નમાં તેની સત્તા ચાલતી હોવાથી તેણે મારા પીતાને થોડીક આવકનું સાધન કરી આપ્યું હતું.

એ શ્રીમંત ગૃહસ્થનો પુત્ર પોતાના ન્યુફાઉંડલેન્ડ કુતરા સાથે મારી પાસે આવી ઉભો રહયો. થોડાજ દિવસપર તેની એકવીસમી સાલગ્રેહ ભારી ધામધૂમ સાથે ઉજવવામાં આવી હતી. "હોથોર્ન હૅાલ"માં તેની જન્મગાંઠની ખુશાલીમાં થયલા મેળાવડામાં હું પણ ગઇ હતી. તે એકવીસ વર્ષનો હતો છતાં તેનો દેખાવ એક નિર્દોષ છોકરા જેવોજ હતો. તેનું મ્હોં સ્ત્રી જેવું હતું. મારૂં કદ બહુ ઉંચું નથી પણ તે તો મારા કરતાંય નીચો હતો. પુરૂષ તરિકે તે આ ઉમ્મરે ઘણોજ બટકો ગણાય. છતાં તેના સઘળા અવયવો સુડોળ હતા. તેનો બાંધો નાજુક પણ પ્રમાણસરનો હતો. પુરૂષના જેવું દમામદાર શરીર નહિ હોવાથી તેણે પંહેરેલો ફેશનેબલ ફ્રૉક કોટ તેને શોભતો ન્હોતો. તેના વદનપર એવી મરદાઇ પણ ન્હોતી કે જેથી તેના બટકા કદની ખોટ પુરાઇ જાય. તેનો ચેહેરો કોઇ ફાંકડી છોકરી જેવો સુંદર હતો. ઘણી સ્ત્રીઓને તેના ચેહેરાની અદેખાઇ આવી હશે. તેના વાળ રેશમ જેવા નરમ અને ચળકતા હતા. જો તેણે તેના વાળ વધવા દીધા હોત તો તે તેના ખભાપર કોઇ

રૂપવંતી રમણીના વાળોની લટ પેઠે ઉડતા હોત; પણ તેણે પોતાના સ્ત્રી જેવા દેખાવને કંઇક મરદના સ્વરૂપ આપવા માટે પોતાના વાળ ગરદન સુધી કપાવી નાખ્યા હતા. તેની આંખો ઝાંખી-ભૂરી હતી. પહેલી નજરે તેમાં નમ્રતા જણાતી; પણ મેં અનેકવાર એ આંખોને ભયંકર તેજથી ચળકતી જોઇ હતી. જાણે એના દીલમાં બળતી આગ એ આંખો બહાર પાડતી હોયની તેમ! વાતમાં ને વાતમાં જ્યારે કોઇ તેના છોકરી જેવા દેખાવની ટીકા કરતું ત્યારે તેની આંખ આગના સોલા બહાર પાડતી. અમારા બન્નેના કુટુંબો વચ્ચે હજુ પણ થોડો ઘણો સંબંધ ચાલુ હતો. બાળપણથી અમે બન્ને સાથે રમ્યાં હતાં અને તેથી અમે વાતચીતમાં કંઇક છુટ લઇ શકતાં. તેનો ચેહેરો ખરેખર મોહક હતો પણ જ્યારે હું તેને નિર્દોષ ભાવે "છોકરો" કહી ખીજવતી ત્યારે ગુસ્સાથી તેનું વદન એવું વિકરાળ થઇ જતું કે હું ખરેખર બ્હી જતી. હું એકલીજ તેને "છોકરો" ગણુતી ન્હોતી. લગભગ બધાં સ્ત્રી પુરૂષો તેને નાદાન છોકરા જેવોજ ગણુતા હતા. નાના ભાઇ સાથે જે રીતે હસે બોલે ને નાચે કુદે તે રીતે હોરેસ રોકીંગહામ સાથે જુવાન સ્ત્રીઓ વર્તતી. પુરૂષો તો તેને નાદાન બચ્ચાં જેવોજ ગણી કાઢતા.

જો તે જનાના પોષાકમાં સજ્જ થાય તો ભલભલા માણસો તેને પુરૂષ તરિકે પીછાની ન શકે. તેના ઓઠ પર મોહક રાતી સુરખી હતી. જો તે સ્ત્રી હોત તો અનેક પુરૂષો એ હોઠ પરનું અમૃત પીવાને પાગલ થઇ જાત. તેના દાંત નાના હતા અને જાણે કુદરતે તેના મ્હોમાં મોતીની બે હાર ગોઠવી હોયની તેવા લાગતા.

તેને જરા પણ દાઢી ઉગી ન્હોતી તેમ ઉગવાનો સંભવ પણ જણાતો ન્હોતો. તેના હાથ પગ ટુંકા હતા અને કુદરતી રીતેજ તેની ચાલ કોઇ ફાંકડી નાઝનીન જેવી હતી. તેનો સ્વર ધીમો-મધુર અને કંઇક સખ્ત હતો.તેનું આખું નામ હોરેશીઓ રોકીંગહામ હતું પણ અમે તેને 'હોરેસ'ના લાડકા નામે બોલાવતા.

"તું નેલ્સનથી બ્હી ગઇ કે? રોઝ?-"નેલ્સન-કુતરા વિષે ઇસારો કરી તેણે મને મારા ક્રીશ્ચીઅન નામે પૂછ્યુ. હંમેશાં તે મને 'રોઝ' કહીનેજ બોલાવતો કેમકે અમે લાંબા વખતથી એક બીજાને ઓળખતાં હતાં.

"એ અચાનક દોડી આવવાથી હું જરા ચમકી હતી-" એમ કહી શેકહેંડ કરવા મેં મારો હાથ લંબાવ્યો. ત્યાર પછી જરા નીચી વળી હું તે ઉમદા કુતરાને પંપાળવા લાગી. મારા લાડથી કુતરો રાજી થયલો જણાયો.

"નેલસન ભાગ્યશાળી છે..." તે કંઇક અર્થસુચક સ્વરે બોલ્યો.

"બધા કુતરાને લાડ ગમે છે--" મેં કહ્યું.

"પણ તું એને લાડ લડાવે છે એટલે એ ખાસ ભાગ્યશાળી ગણાવો જોઇએ—"

"ઓહ! યુ સીલી બોય! વળી તું બટાઇ કરવા મંડયો કે?..." તેને "છોકરો" કહેવામાં આવે તે તેને ગમતું નથી એ વાત હું આ વખતે તદન ભુલી ગઇ.

"ઑય !......" તે બબડયો અને તેની આંખમાંથી અગ્નિ ખર્યો બીજીજ પળે તેનો ગુસ્સો નરમ પડયો અને શાંત પણુ પ્રબલ જુસ્સાથી તે મારા ચહેરા પર નજર સ્થીર કરી રહયો.

"ચાલ. ગુસ્સે ન થા. હું તને ખીજવવા માગતી ન હોતી, હોરેસ ! હું ઘેર જાઉં છું..."

"તેથી મારે તને વધુ રોકવી નહી એમ ?" કંઇક ઉધ્ધતાઇથી તે બોલ્યો. "ઠીક, હું થોડેક સુધી તારી સાથે આવીશ."

અમે થોડેક સુધી ગયાં. અચાનક તે હસ્યો. કેવું મીઠું-મધુરૂં હાસ્ય ! જાણે રૂપેરી ઘંટડી વાગી હોયની !

"તેં હમણાં મને છોકરો કહયો, પણ હું કયારનો પુરૂષ થયો છું તેની તને કયારે ખબર પડશે ?—"

એ નાજુક, સુંદર છોકરી જેવા જવાનના આ શબ્દોમાં કંઇક એવી મોહકતા હતી કે મારા શોકજનક ખ્યાલો અચાનક હવામાં ઉડી ગયા અને હું ખીલખીલ હસી પડી. એજ પળે તેનો ચેહેરો લાલ થઇ ગયો-તેણે તેનો સુંદર હોઠ કરડયો-ફરીથી તેની આંખો ચમકી ઉઠી. એ આંખમાં ચમકતી વીજળી જોઇ મારૂં હાસ્ય ઉડી ગયું ને હું ચુપ થઇ ગઇ.

"મહેરબાની કરી તમે મારી એક વાત સાંભળશો. મીસ લામ્બર્ટ ?—" સભ્ય ભાષામાં તે બોલ્યો.

"જરૂર, મી૦ રોફીંમહામ !......" મેં પણ તેને તેવાજ ઠસ્સાથી જવાબ આપ્યો. કેમકે મને પણ મારૂં સ્વમાન પ્યારૂં હતું.

"મહેરબાની કરી તમે મારી વાતને હસી કાઢી મારૂં અપમાન ના કરતાં મીસ લામ્બર્ટ! મારો દેખાવ ગમે તેવો હોય, તમે અને બીજા બધા ભલે મને છોકરા જેવો ગણી લો; છતાં હું તમને ખાત્રી આપું છું કે મારામાં એક નૌજવાન જેવી લાગણી અને જુસ્સો છે. હા—મારા જીગરમાં સૌથી નાજુકમાં નાજુક લાગણીઓ ઉછાળા મારે છે ને દુન્યાખાધેલ માણુસો કરતાં પણુ વધુ કાળાં કાવત્રાં કરવાની મારા મગજમાં તાકાત છે. દુન્યાના કાવાદાવા વીષે હું હમણાં કંઇ બોલવા માગતો નથી પણુ મારામાં એક નૌજવાનના દીલમાં ઉછળતી સઘળી કુદરતી ઉર્મીઓ છે તેની હું તમને ખાત્રી આપવા માગું છું. આજે તમને હું એક એવી ખાનગી વાત કહેવા ચાહું છું કે જેથી તમારી ખાત્રી થશે કે હું એક મરદ છું......"

"નહી. નહી. મને તમારી આ ખાનગી વાત ના કરતા. મારા પેટમાં કંઇ વાત રહેતી નથી... .." હું હસીને બોલી.

"કંઇ ફીકર નહી. મારે તમને એ વાત કહેવીજ છે. આપણે લાંબા વખતના મીત્રો છીએ. એ મીત્રતાને લીધે તમે મારી વાત પણ ન સાંભળો?"

"તમારી એવીજ મરજી હોય તો બોલો—પણુ ટુંકમાંજ પતાવજો બહુ લંબાણુ કરશો તો તમે મારા ઘર સુધી સાથે આવશો તો પણ તમારી વાત પુરી નહી થાય—"

"તમે જેટલીવાર વચ્ચે બોલશો તેના પર મારી વાત લંબાવા અથવા ટુંકાવાનો આધાર છે......" હોરેસે જવાબ આપ્યો: "મારી

વાસ્તા શરૂ કરવા માટે દીબાચાની જરૂર નથી. હું તમારી ઉમ્મરની એક જુવાન નાઝનીનને પીછાનું છું—તમને અઢાર વર્ષ થયાં ખરૂં ?..."

"એક કુલીન સ્રીને આવો સવાલ પુછવો યોગ્ય નથી...પણ તમે સારી પેઠે જાણો છો કે હું અઢાર વર્ષની થવા આવી છું એટલે એક બે વર્ષ ઓછા કહેવામાં કંઇ સાર નથી..."

"અને તેમ કરવાની જરૂર પણ નથી કેમકે અઢાર વર્ષની વય નારી જાતીની સુંદરમાં સુંદર દશા છે...વેલ, હું મારી વાત આગળ ચલાવું. મેં તમને કહ્યું તેમ આબાદ તમારીજ ઉમ્મરની એક નાઝનીનને હું ઓળખું છું. લાંબા વખતથી તેનાપર હું મોહી પડયો છું. પણ હજુ સુધી મારો પ્રેમ જાહેર કરવાની મેં હિમ્મત કરી નથી...નહિ—હીમ્મત કરી નથી એમ નહી પણ મારા જીગરનો એકરાર કરવાની સુંદર તક મને મળી નથી..." છોકરા જેવી બીક તેનામાં નથી એ પૂરવાર કરવા માટે તેણે છેલ્લું વાકય ફેરવી નાખ્યું: "હું એ યુવતીનું તમારી સમક્ષ વર્ણન કરીશ..."

"એ વર્ણન કંટાળાભર્યું તો નથી ને ?" મેં સ્મિત કરીને પૂછ્યું.

"હું તે રસિક બનાવવાનો પ્રયત્ન કરીશ." શાંતિથી પણ મક્કમતાથી તેણે જવાબ આપ્યો. "એ વિષયજ ઘણો સુંદર અને રસિક છે. જે લલનાની હું વાત કરૂં છું તેની ઉંચાઇ મધ્યમસરની છે, તેની આકૃતિ સુંદર અને સુડોળ છે, કમ્મર પાતળી પણ ગોળ અને ભર જુવાનીમાં તેની ખુબસુરતીને વધારે એવી છે..."

"તમે કોઇ નવલકથાની નાયીકાનું વર્ણન કરતા લાગો છો..." મેં ટકોર કરી.

"અલબત્ત, તે કોઇપણ નવલકથાની બેનમુન નાયીકા થવાને લાયક છે. હવે મારૂં વર્ણન સાંભળી લો. તેની આંખો બ્લુ છે, પણ તેમાં ગંભીરતા ભરી છે કે પ્યારની ઉછળતી લાગણી તે હું સમજી શકતો નથી. તેની મોહક આંખમાં મોતી જેવા અશ્રુબિંદુ કમળની પાંદડીપરના ઝાકળના બિંદુ જેવાં લાગતાં હશે! તેના લાંબા રેશમી વાળ કોઇપણ શાયરની શાયરી ખીલવવાની શકિતવાળા છે. તેની ભ્રમર તેના વાળ કરતાં કાળી અને પાંપણો તેથીય વધુ શ્યામ છે. તેના હોઠ બહુ લાલ નથી પણ તેપર ગુલાબી સુરખી હંમેશાં ઝળકી રહે છે અને તે જોતાંવાર તેનાપર છુપાયલા અમૃતની જોનારને પ્યાસ લાગે—"

"ખરેખર, મી૦ રોકીંગહામ! તમારૂં વર્ણન હવે કંટાળા ભર્યું થતું જાય છે..." મારા જીગરમાં હવે વિચિત્ર લાગણી ઉત્પન્ન થવાથી હું બોલી.

"આપણી મિત્રતાને ખાતર મારી વાત સાંભળવાની મેં અરજ કરી છે. મહેરબાની કરી સાંભળી લો. હું જે યુવતીનું વર્ણન કરૂં છું તેનું વદન અત્યંત મોહક છે. તેના ગાલપર સહેજ રાતી સુરખી છે પણ જો તેને અયશઆરામમાં રાખવામાં આવે તો તેના ગાલ મોહક ગુલાબની પાંખડી જેવા થઈ જાય! તેનું મ્હો તદ્દન ગોળ છે—કપાળ બહુ મોટું નથી. મારા મત પ્રમાણે મોટું કપાળ એક ખામી છે. અને મારી બેનમુન યુવતી એ ખામીથી મુકત છેઃ તેનું નાક સીધું અને ગરદન લાંબી છે. તેની ચામડી સંગેમરમર જેવી નથી પણ તે જોતાંજ કંઇક દિવ્ય તેજ તેના શરીરપર ઝગમગતું

હોય, જાણે જોનારમાં નવજીવનનો સંચાર થતો હોય એવું ફીરેસ્તાઇ લાગે છે...”

હું ઘણીજ મુંઝાઇ અને ન બોલવાની ઇચ્છા છતાં મેં કહ્યું: “બસ કરો, મી૦ રોકીંગ હામ! મેં અગાઉ કહ્યું હતું તેમ તમારૂં વર્ણન તદ્દનજ નીરસ અને કંટાળાભર્યું છે––”

“ગમે તેમ હોય, રોઝા !...” ધીમેથી મારા તરફ એક મર્મભેદક નજર ફેંકી તે બોલ્યો. તેના ગાલપર રતાશ ધાઇ આવી અને તેનું આખું શરીર આવેશથી કમ્પવા લાગ્યું: “તોપણ તું એટલું તો કબુલ કરશેજ કે જે મોહક મૂર્તિનું હું આટલા વિસ્તારથી વર્ણન કરી શકું છું તેનું ચિત્ર મારા જીગરના પટપર હમેશાં કાયમ રહેતું હોવું જોઇએ. સાંભળ રોઝ...!” તેનો આવેશ વધ્યો. જાણે કોઇ અસાધારણ કામ કરવાને પોતાની શકિત એકઠી કરીને બોલતો હોયની તેમ તે બોલવા લાગ્યો: “સાંભળ! એ રમણીય મૂર્તિ મારા હૃદયમાં લાંબા સમયથી વાસો કરી રહી છે. હું તેને ચાહું છું–તેના પર હું પાગલ થયો છું–અને તેના જીવંત શરીરને પૂજવાને હું તૈયાર છું. ઓહ!” તેના સ્વરમાં પ્રખરતા આવી: “તું અને બીજાં મને નાહાન છોકરો ગણી હસી કાઢો છો. પણ તમને ભાન પણ નહિ હોય કે આ જીગરમાં પ્રબળમાં પ્રબળ પ્રેમની ભરતી ઉભરી રહી છે. અત્યારે પણ આ હૃદય એ ભરતીના પ્રચંડ મોજાંથી ઉછળી રહ્યું છે. જ્યારથી એ મનોહર મોહિનિ મારૂં ચિત્ત ચોરી ગઈ છે ત્યારથી આ હૃદયનો આવેગ કદિ પણ નરમ પડયો નથી. મેં મારી મહબ્બત દર્શાવવા અનેક તકો શોધી હતી પણ આજે એ મોંઘી પળ મને અકસ્માત

મળી ગઇ. રોઝા લામ્બર્ટ ! હું તને ચાહું છું. હું તારૂંજ વર્ણન કરતો હતો—તારીજ મુર્તિ મારા જીગર પર કોતરાયલી છે."

તે આબાદ મારૂંજ વર્ણન કરતો હતો તે હું કયારની સમજી ગઇ હતી અને તેથી છેવટે તે પ્રેમનો એકરાર કરશે એવી શંકા મને ઉત્પન્ન થઇ હતી. છતાં આ એકરાર મને બહુજ વચિત્ર લાગ્યો. અચાનક મારી નજર સામે એક ગંભીર પ્રશ્ન આવી ઉભો. આવા અચાનક પ્રેમદર્શનથી હું મુઝાઇ ગઇ. ઘડી ભર તેનો છોકરવાદ દેખાવ પણ હું ભુલી ગઇ અને તેણે મારી સમક્ષ જે ગંભીર એકરાર કર્યો હતો તે પર વિચાર કરવા લાગી. હું તેને ચાહતી ન્હોતી. પ્રેમ કંઇ જાતનું પક્ષી છે તેનું મને ભાનજ ન્હોતું. અત્યાર સુધીમાં કોઇ પણ નૌજવાન "પ્રેમ"ને નામે ઓળખાતી લાગણી મારા દીલમાં જન્માવી શકયો ન્હોતો અને મને કોઇ ચાહે છે એવી મને ખબર પણ ન્હોતી. આ જુવાનને તો મેં હમેશાં છોકરોજ માની લીધો હતો. નાદાન બાળક સાથે અથવા નીશાળમાં સાથે ભણતા મીત્ર સાથે જેમ કોઇ છોકરી રમે, હસે, મશ્કરી કરે તેજ રીતે હું આ છોકરા સાથે વર્તતી હતી. એવા છોકરાની વાતમાં કંઇ ગંભીર મર્મ હોયજ નહી. છતાં હોથોર્ન હૅાલના શ્રીમંત માલીકના વારસ સાથે લગ્નની ગાંઠથી જોડાવાના અનેક લાભો ન સમજવા જેટલી નીર્દોષતાનો હું દાવો કરતી નથી. જો હું તેની પત્ની થાઉં તો મારા પીતાની ક્રૂર મુઝવણોનો અંત આવે, મારા ભાઇ સીરીલને હું સારી જગાએ ઠેકાણે પાડું અને મારી પોતાની સ્થીતી શેઠાણી જેવી થાય !

આવા વીચારોમાં બે ત્રણ મીનીટ વહી ગઇ. હું નીચું જોઇ ધીમે ધીમ તેની સાથે ચાલતી હતી. મારી નજર નીચી હોવાથી તે

મને સ્નેહાળ નેત્રે તાકી રહયો હતો કે નહી તે હું જાણુતી નથી. છતાં મને લાગે છે કે તેની નજર મારા પરજ હોવી જોઇએ. બે ત્રણુ પળ પછી, ધીમેથી નજર ઉંચી કરી હું ધીમે અવાજે બોલીઃ

"આ વાત એટલી અચાનક અને એટલી અણુધારી......"

"તેનું કંઇ નહી વ્હાલી રોઝ!—" ઉશ્કેરાટ ભર્યા અવાજે તે વચ્ચે બોલી ઉઠયોઃ "મને એકદમ જવાબ આપ. મારી વાત સાંભળી લે. મેં મારૂં દીલ ખુલ્લું કરી દીધું છે, મારો પ્રેમ જાહેર કરી દીધો છે, હવે એક પળનો વીલંબ પણુ મારાથી ખમાવાનો નથી. બોલ, વ્હાલી? તું મારી થઇશ?—"

"પણુ તમારા પીતાનું શું? હોરેસ!—" આનાકાની કરતી, શરમાતી શરમાતી હું બોલી.

"મારા પીતા!—" તરતજ તે બોલ્યો. "તેની ચીંતા ન કર. તે મારા કામમાં માથું મારવાના નથી. તે તેના પુત્રને સાધારણુ પુરૂષ કરતાં પણુ વધુ પરાક્રમી જોવા માગે છે..." હોરેસના અવાજમાં જરા વ્યંગ આવ્યોઃ "અને મારૂં આ કામ મારી કારકીર્દીના પહેલા પગલાં તરીકે લેખાશે..."

"હું તમારી વાત સમજી શકતી નથી, હોરેસ!" તેની ભાષાથી કંઇક ભય પામી હું બોલી. તે એવી ભાષા વાપરતો હતો કે જેના અનેક અર્થ થઇ શકે.

"મારી મીઠી રોઝ! પહેલાં મને કહી દે કે હું તને અણુગમતો નથી. મારા પીતાની વાતજ ન કર. આપણી બેનીજ વાત કર. માની

લે કે દુન્યામાં આપણે બેજ જણુ છીએ. બોલ, વ્હાલી! તું મને ચાહે છે? હજી સુધી તું મને ન ચાહતી હોય તો હવે પછી ચાહી શકશે? તું મારો પ્રેમ સ્વીકારશે?......"

છેવટનો જવાબ આપવા પહેલાં વીચાર કરવાની મારા અંતરાત્માએ મને સલાહ આપી. મારે ઘણા વીચાર કરવાના હતા. હું એને ચાહી શકીશ કે નહી તે વીષે મારે મારા જીગર સાથે મસલત કરવાની હતી. પણ બીજી બાજુએ મારા દીલમાં સ્વાર્થી વીચારો કુદાકુદ કરવા લાગ્યા. મારા પીતાની મુસ્કેલીઓ—મારા ભાઈની બેકાર અને આળસુ જીંદગી—મારૂં પોતાનું અચોક્કસ ભવીષ્ય—ટૂંકમાં હજારો આવા વીચારો મારા મગજમાં ઘોળાઇ રહયા અને આવી સોનાની ચલ્લી હાથમાંથી જવા દેવી તે ચોકખું દીવાનાપણું છે એમ મને લાગ્યું.

"તું બોલતી નથી, રોઝ!—બોલ, હું તને વીનંતી કરૂં છું કે બોલ! તને ખ્યાલ પણ નહી હોય કે તારો બોલ સાંભળવાને આ જીગર કેટલું તડપી રહ્યું છે. હું દુનીયાનો સૌથી સુખી જીવ છું કે સૌથી દુઃખી તે મને તરત જણાવી દે. હું તને પાગલ પ્રેમથી ચાહું છું—મારો આત્મા તારાપર જડાઇ ગયો છે. બોલ, તું મારો પ્રેમ સ્વીકારીશ?—"

"હા..." મારાથી બોલાઇ ગયું. મારા ગાલ પર શરમની રતાશ ધાઇ આવી. જેમ તેમ ધીમા—શરમાળ સ્વરે હું "હા" શબ્દ બોલી શકી. પણ તેની અસર જાદુભરી થઇ. તેણે મને જોસથી પકડી લીધી. ભુખ્યો વાઘ શીકારપર ત્રાપ મારે તેટલા જુસ્સાથી તેણે મને

જીગર સાથે ચાંપી દીધી. આવા ભયંકર આલીંગનની સાથેજ તેણે મારા હોઠ પર પોતાના હોઠ દાબી દીધા–નહી–તે મારા હોઠ ચાટવા લાગ્યો. મારી શરમાળ લાગણી પર કાતીલ જખમ થયો. મને ખોટું લાગ્યું અને હું તેની બાથમાંથી અલગ થઇ ઉભી. સારે નસીબે ત્યાં કોઇ ન હોતું. આ બનાવ જ્યાં બન્યો ત્યાંની વાડો ઉંચી હતી અને મોટાં મોટાં વૃક્ષોની ડાળીઓ અમારા માથાં પર ઝુકી રહી હતી. આથમતા સુર્યના સોનેરી, ગુલાબી અને ઝાંખા ગુલાબી કીરણો વૃક્ષોની ડાળીઓ ચીરી હોરેસ રોકીંગહામનાં ચેહેરા પર પડતાં તેની આંખોમાં જાણે આગ લાગી હોયની તેવો દેખાવ થઇ રહેતો. એ આંખોમાં પ્રબળમાં પ્રબળ વાસનાનો અગ્ની ધીખી રહયો હતો. તેની નઝર જાણે મારા પર કોઇ નાપાક પ્રકાશ નાખતી હોયની તેવી લાગી. ફરીથી મારૂં દીલ જખમી થયું. મારા ગાલ જાણે બળતા હોય એવા લાગ્યા. તેની ભયંકર આંખો સામે હું જોઇ ન શકી તેથી મેં મારી નજર નીચી ઢાળી દીધી.

"તું મારાથી દુર કેમ રહે છે? તું નારાજ થયલી કેમ જણાય છે?" તેણે પુછયું. તેનો અવાજ હવસની અસરથી ઘોઘરો થઇ ગયો હતો. શું જવાબ આપવો તે મને સુઝયું નહી. મારૂ સ્વમાન જખમાયું હતું. તો પણ હું તેને ગુસ્સે કરવાને રાજી ન હોતી. તેથી હું કંઇજ બોલી નહી. ફરીથી તેણે મને પોતાની બાથમાં જકડી લીધી. બીજી વાર તેણે મને પેલા ભયંકર આલીંગનનો કડવો અનુભવ આપ્યો ને મારા ગાલ તથા હોઠપર ચુમ્બનોનો વરસાદ વરસાવ્યો.

"કોઇ જોશે, હોરેસ!–"તેના જંગલી કબજામાંથી છુટવા માટે બ્હાનું કાઢી મેં કહ્યું.

"તેથી શું? કોઇ જોય તેની કોને પરવા છે?" જાણે કશાની દરકાર ન હોય તેમ તે ઉધ્ધતાઇથી બોલ્યો. "તેં મારી થવાનું વચન આપ્યું છે. ઓ રોઝ! આપણે બે કેટલાં સુખી થઇશું? તેં અત્યાર સુધી નહીં જોઇ હોય એવી અયશઆરામની સામગ્રીઓ હું તારે ચરણે ધરીશ. ચેશાયરના આ એકાંત ખુણામાંથી હું તને લંડન લઇ જઇશ. ત્યાં તું તારી પોતાની ગાડીમાં ફરશે. આ તારી મોહક દેહને હું રત્નોથી શણગારીશ. સઘળા મરદો તારા તરફ જોઇ રહેશે ને સઘળી સ્ત્રીઓ તારી અદેખાઇ કરશે. બોલ વ્હાલી! આપણે કયારે ઉપડીશું?—"

"તમે કેવા ઉશ્કેરાટથી વાત કરો છો, હોરેસ!" ભય અને શંકાભરી નજરે, તેના તરફ જોઇ હું બોલી: "આપણા લગ્ન માટે તમારા પિતાની મંજુરી મેળવવી પડશે; નહિ તો તે તમને તજી દેશે—"

"લગ્ન?–" ભયંકર કટાક્ષ અને ક્રૂર મશ્કરીભર્યા સ્વરે તે બોલ્યો. તેના આ એકજ શબ્દે મારી બધી શંકાઓ સાચી હોવાની મારી ખાત્રી થઇ ગઇ: "એવા બંધનો કોણ માગે છે? પાદરીઓએ શોધી કાઢેલા એ લવારાની કોને દરકાર છે? નહિ–વ્હાલી રોઝ? મારા જીગરને તારી સાથે એક કરી દેવા માટે એ જંગલી ફારસ ભજવવાની જરૂર નથી—"

"બસ કરો, સાહેબ !" ગુસ્સાથી લાલપીળી થઇ મેં જવાબ આપ્યો. એક બદમાસને મેં મારા હોઠ અને ગાલપર નાપાક ચુમીઓ લેવા દીધી હતી એ ખ્યાલથી હું પાગલ જેવી થઇ ગઇ. ગુસ્સાભર્યા અવાજે મેં શરૂ કર્યું: "તમે એક લાચાર છોકરીનું અપમાન કર્યું છે. મેં તમારે હાથે જે જંગલી જુલમ સહન કર્યો છે તેની વાત મારા ભાઇને કહી તેને હું તમારી સાથે "ડયુએલ" ખેલવા ન મોકલું તો મારો આભાર માનજો. ચાલ્યા જાઓ અહીંથી ! તમારો રસ્તો આ બાજુએ છે ને મારો આ બાજુએ—' એમ કહી ત્યાંથી એક માઇલ દુર આવેલા હોથોર્ન હૉલ અને મારા ગામ તરફ મેં આંગળી કરી.

"રોઝ !—" અજાયબી ને ગુસ્સાની લાગણી સહીત તે બોલ્યો: "તારૂં આ ચોકખું પાગલપણું છે. તું પહેલાંથીજ મારી વાત બરાબર સમજી ગઇ હશે—મારા પીતા એવા લગ્નને કદી પણ મંજુરી આપવાના નથી તે વીષે તારી ખાત્રીજ હશે. તેં પોતેજ કહયું હતું કે જો મારા પીતાની મંજુરી નહીં મળે તો તે વારસામાંથી મને તજી દે-આતજ્ઞ કરે—અને તેથી મારૂં જીગર જે કરવાને તૈયાર છે તે હું કરી શકતો નથી તે તું સારી પેઠે જાણે છે."

"મી૦ રોકીંગહામ!—" આ વખતે ગુસ્સા કરતાં શરમની સતા મારા પર વધુ ફરી વળી. મારા સ્વાર્થી વીચારોની મને બરાબર સજા થઇ એમ મને લાગ્યા વીના રહયું નહીં. "આવી નીચ અને જુલમી માગણી તમે મારી સમક્ષ કદી પણ નહીં કરો એવી સરતે હું હમણાં જે બની ગયું છે તે માટે તમને માફ

કરીશ. હા—એજ સરતે હું તમને માફ કરીશ.—" મારી આંખમાંથી આંસુ પડવા લાગ્યાં અને મારી છાતી ધડક ધડક થવા લાગીઃ "હું આશા રાખું છું કે મેં મૂર્ખાઇથી તમારા પ્રેમનો એક પળ માટે સ્વીકાર કર્યો હતો એ શરમભરી વાત કોઇને ન કહેવાની ખાનદાની તમે બતાવશો. હું કમનસીબ છું, દુઃખી છું. નીંદા અને શરમની ખાઇમાં મને ધકેલી દેવાની નીચતા ના બતાવતા. મારા જેવી ગરીબ કન્યાની એક માત્ર આશા તેની પવિત્રતા છે અને તેથી એક ગરીબ પાદરીની ગરીબ દીકરીના નામ સાથે ચેડાં ના કાઢતા—"

"સાંભળ રોઝ!—" સ્ત્રી જેવા નમ્ર, નાજુક અને પ્રેમાળ જણાતા હોરેસના અવાજમાં હવે રાક્ષસી દ્રઢતા આવી. તેના જીગરની સઘળી શકતીથી લોખંડી સતા મેળવીને તે બોલતો હોયની એવો તેનો અવાજ થયો. "સાંભળ! મેં તારી સમક્ષ એકરાર કર્યો છે કે હું તને પાગલ પ્યારથી ચાહું છું. હું તને વધુ જણાવીશ કે મેં તને મારી બનાવવાનો દ્રઢ નીશ્ચય કર્યો છે. તું જો મારી થશે તો હું તારો દીવાનો આશક થઇ રહીશ—તારો ગુલામ બની રહીશ—તારો પડતો બોલ ગુલામની પેઠે ઉંચકી લઇશ. પણ જો તું નફરત બતાવશે તો હું તારો કટ્ટામાં કટટો દુશ્મન બનીશ. નહિ. હું કંઇબી કરી બતાવવાની બડાઇ મારીશ નહીં; કેમકે તે તું માનવાની નથી. મેં મારૂં દીલ તારી સમક્ષ ખુલ્લું કરી દીધું છે. હવે તારે જોઇએ તે પસંદ કરી લે. બોલ, તું મારી સાથે નાસી જવાને તૈયાર છે? તારા કંગાળ ઘરની શા માટે પરવા કરે છે? તારા કુટુંબીઓમાં શું બળ્યું છે?—"

"ચુપ રહો, સાહેબ! ..." ફરીથી ગુસ્સાથી લાલપીળી થતી હું બોલીઃ "તમે મારાં માતપીતા અને ભાઇનું અપમાન કરો છો..." આટલા શબ્દો બોલી હું ઝડપથી આગળ ચાલવા લાગી.

"એકજ બોલ રોઝ!—" તે બોલ્યો અને તેના લોખંડી હાથે મારો નાજુક હાથ જોસથી પકડી લીધો. જાણે કોઇ ઝેરી સાપ ફુંફાડા મારતો હોયની તેમ તેણે શરૂ કર્યું: "તારે સાંભળવુંજ પડશે. હું ગાંડો થઇ ગયો છું રોઝ! તારી મીઠી ચુમીઓ–તારૂં મોહક આલીંગન– આહ! એ મારાથી કેમ ભુલાશે? હું તેથી પાગલ થઇ ગયો છું. ખુદાના કસમ લઇ કહું છું કે હું તને મારી બનાવીશ; નહીં તો તારો ઝેરીમાં ઝેરી શત્રુ થઇ જઇશ. આહ! હવે તને સમજ પડતી જાય છે! હવે તને ખબર પડે છે કે જેને તું છોકરો ગણી હસી કાઢે છે તેનામાં રાક્ષસ જેવી શકતી છે. બોલ, છેલ્લા ઠરાવપર આવી જા. હું તારો શું થાઉં? દોસ્ત કે દુશ્મન–?"

"દુશ્મન...." ગુસ્સાથી મેં જવાબ આપ્યોઃ "જો તમારી મીત્રતા મારી પવીત્રતાને ભોગેજ મળતી હોય તો એવી દોસ્તીની મને ટચાકડી બારબી દરકાર નથી."

વીજળીક વેગે હું તેની પાસેથી ખસી આગળ વધી. તેના તરફ પાછું ફરીને જોયું પણ નહીં. એક ગલી વટાવી બીજી ગલીમાં હું દાખલ થઇ ત્યારે મેં મારી ગતીધીમી કરી અને પાછું ફરી જોયું. હોરેસ રોકીંગહામ મારી નજરથી દુર થયો હતો. હું જરા શાંત થઇ પણ તરતજ ઘેર જવાને બદલે મારી ઉશ્કેરાયલી લાગણીઓ દાબી દેવાને મેં બેચાર ચક્કર માર્યાં. આજે મારૂં જે

અપમાન થયું હતું તેથી મને ઘણુંજ લાગી આવ્યું હતું. જો મારૂં કુટુંબ ગરીબ ન હોત, જો અમે આફતમાં ફસી પડયાં ન હોત તો આ નીચ જવાન મારૂં અપમાન કરવાની બેહયાઇ કરી શકયો નહોત. માણસજાતનો–ખાસ કરીને સ્વાર્થી જવાનોનો–સ્વભાવજ એવો હોય છે. તેઓ પોતાની બુરી વાસના તૃપ્ત કરવાને ખાતર કંગાળ સંજોગોનો લાભ લે છે. એક પળ તેણે મને જીતી લીધી હતી એવી બડાઇ તે મારી શકવાનો નથી એ વીચારથી હું શાંત થઇ; કેમકે તેને હું એકલીજ નહીં પણ ગામના બધાંય સ્ત્રી પુરૂષો છોકરા જેવોજ ગણતા હતા. આ વીચારથી જરા મલકાઇને હું ઘર તરફ પાછી વળી.

## પ્રકરણ ૨ જું.

### કાતીલ ગરીબી.

ત્રણ મહીના વહી ગયા. અકટોબર માસ બેઠો. કકડતી–શરીરનાં ગાત્ર થીજવી નાખનારી ઠંડી પડવા લાગી. આ સમય દરમીયાન હોરેસ રોકીંગહામ મને મળ્યો ન્હોતો તેમ મને તેના તરફની કંઇ ખબર પણ મળી ન્હોતી. છતાં કેટલાક સંજોગોપરથી હું જોઇ શકી કે તેણે જે ધમકી આપી હતી તે તદ્દન ખોટી ન્હોતી. ચેશાયર પ્રગણામાં આવેલા રીવરડેલ શહેરથી બે માઇલ દૂર હોથોર્ન ગામ આવેલું હતું. "રીવરડેલ" નામ સાચું નથી. તેનું સાચું નામ ન આપવાના કારણો વાંચનારને પાછળથી માલુમ પડશે. એ શહેરમાંના

કેટલાક વેપારીઓ સાથે અમને મુખ્ય વેહવાર હતો. અને તેઓજ મારા પીતાના મુખ્ય લેણદારો હતા. એજ વેપારીઓપર હોથોર્નં હૉલના માલીક મી૦ રોકીંગહામની કૃપાદ્રષ્ટી હતી. અને તેથી તેઓ પર હોરેસની ઘણી લાગવગ ચાલે તે સંભવીત હતું. આગલા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યા પછી તરતજ એ લેણદારો અગાઉના કરતાં વધુ તગાદા કરવા લાગ્યા, કાયદાસર નોટીસો આવી અને મારા પીતાને રસ્તામાં રખડતા ભીખારી બનાવવાની ધમકી અપાવા લાગી. મારા પીતા સામે આવી ઘાતકી સખ્તાઇ બતાવવાની ઉશ્કેરણી કરનાર હોરેસ રોકીંગહામજ હતો એમ મને ખાત્રીપુર્વક લાગ્યું. પણ હું શું કરી શકું? ઝેરીલા ને વેરીલા હોરેસને સમજાવવાની કોશેષ કરવી અશકય હતી. ફકત એકજ ઉપાય હતો અને એ ઉપાય લેવાને મારૂં મન ધીકકારથી ના પાડતું હતું. આ નવી આફત માટેની મારી શંકા–મારી ખાત્રી–હું મારાં માબાપ કે ભાઇને કહી શકી નહીં કારણ કે મારી ખાત્રી હતી કે સીરીલનો પી-તો, પોતાની બહેનનું નીચ અપમાન કરનાર જવાન સામે એકદમ ઉકળી ઉઠશે અને તેનું પરીણામ ઘણું બુરૂં આવશે! એ બદમાસ હવે અમારા આખા કુટુંબનો નાશ કરવાને તત્પર થયો હતો. હોરેસ રોકીંગહામને સીરીલ લાતે લાતે છુંદી નાખે તેથી જે બની ગયું તે ન બન્યું થવાનું ન્હોતું. વળી સીરીલ સાથે હોરેસને લડાઇ થતાં તે બહુ બળવાન દુશ્મનોના પંઝામાં જઇ પડવાનો પણ ભય હતો.

સને ૧૮૪૦ ના અકટોબર મહીનાની એક સાંજે અમારા ઘરના એક કંગાલ ઓરડામાં અમારૂં કુટુંબ બેઠું હતું. એ ઓર-

ડામાં બહુજ જુજ સામગ્રી હતી. દીવાલપર થોડાંક ચીત્રો હતાં અને મેન્ટલ પર કેટલીક જણુસો હતી. આ વસ્તુઓ જો જરા પણ કીમતી હોત તો તે ક્યારની શાહુકારને ત્યાં જઇ પડી હોત. આમ હોવા છતાં એ ઓરડો છેક નાખી દેવા જેવો ન્હોતો. તેમાં સાધારણ સગવડનાં સાધનો હતાં. સઘડીમાં હુંફાળો આતશ સળગતો હતો. એક સ્ટુલપર મોટી બીલાડી ઉંઘતી હતી. એક ટમ્બલરમાં ગરમ પાણી હતું. પણ અફસોસ! એ કોલસા, દારૂ અને આજે અમે ખાધેલો ખોરાક—એ સર્વ વસ્તુઓ મારા પીતાની ઘડીઆળ ગીરો મુકીને મેળવવામાં આવ્યાં હતાં.

હવે કોઇ વેપારી અમારી સાથે ધીરધારનો વહેવાર રાખતો ન્હોતો. નાતાલ વીતી જાય ત્યાં સુધી કંઇ કમાણી થવાનો સંભવ ન્હોતો. ત્રણ લાંબા મહીના એક પણ પેની વીના અમારે પસાર કરવાના હતા. આટલુંજ જાણે પુરતું ન હોય તેમ મારા પીતાના લેણદારો તાગડધીન્ના કરી રહ્યા હતા. વાંચનાર, આવી કંગાળ દશામાં અમારી લાગણી કેવી હોઇ શકે તે તું સમજી શકીશ ?

સઘડીની એક બાજુએ મારા પીતા રેવરંડ મી૦ લામ્બર્ટ બેઠા હતા. તેમના મ્હોપર દારૂની અસર સ્પષ્ટ દેખાઇ આવતી જોઇને મેં એક લાંબો નીસાસો નાંખ્યો. દારૂની અસરથી તેમનો ચેહેરો ભયંકર અને બેદરકાર થઇ ગયો હતો. તેમના દેખાવમાં ઉચ્ચ લાગણી ન્હોતી, તેમના પવીત્ર ધંધાની લાગણીનો તેમાં અંશ પણ ન્હોતો. ચિંતાને ભૂલી જવા માટે તેમણે બાટલીનો આશરો લીધો હતો અને ચિંતા અને શરાબની દોસ્તીથી માણસ કેવી રીતે નીચે ને નીચે

ગભડતો જાય છે તેનું હૃદય ફાડી નાખનારૂં વર્ણન કરવાની જરૂર નથી.

તેમની પાસે મારો ભાઇ બેઠો હતો. તે વખતે તે બાવીસ વરસનો જવાન હતો. તેના વાળ મારા કરતાં કાળા હતા. આંખો પણ કાળી હતી. તેનો ચેહેરો કુદરતી ખુબસુરતી ધરાવતો હતો પણ સંજોગોની ખરાબ અસર તેનાપર પણ થઇ હતી અને તેથી તેના દેખાવમાં કંઇક અણગમતાં તત્વો ભળ્યાં હતાં. નીરાશાથી તેનો સ્વભાવ ગુસ્સા ભર્યો થયો હતો અને તેની ઉંચી અભીલાશાઓ કરમાઇ ગઇ હતી. તે જે આળસુ જીંદગી ગુજારતો હતો તેને તે ધીકકારતો હતો. રીવરડેલમાં કારકુનની નોકરી શોધવાની તેણે પેરવી કરી હતી પણ તેમાં તેને ફતેહ મળી ન્હોતી. તેના પીતા પાસે તેને તેનું નસીબ અને શકતી અજમાવવા માટે લંડન યા બીજી જગાએ મોકલવાનાં સાધનો ન્હોતાં. વળી સીરીલને દીવસે દીવસે નીચ થતા જતા પીતાનો ચહેરો રોજ જોવો પડતો હતો. તે જાણતો હતો કે તેના પીતાએ એવા કામો કર્યા હતા કે જે કદાચ પાપી ન ગણાય તો પણ નીચ અને અપ્રમાણીક તો હતાંજ. આ કામો પીતા તરફનું માન નષ્ટ કરવાને પુરતાં હતાં. મારા ભાઇનાં સીધ્ધાંતો કુદરતી રીતે ગમે તેવા સારા અને ઉમદા હોય છતાં જે વાતાવરણમાં તે વસતો હતો તેની બુરી અસરથી તે જવાનની જીંદગીની પાયમાલી થતી જતી હતી.

સઘડીની સામી બાજુએ એક મોટી ઇઝીચેરપર મારી માતા પડી હતી. તે તદન અપંગ હતી. ખરેખર, તેની દશા દયાજનક હતી. તેના

પગ લકવાથી અકડી ગયા હતા. અને કેટલાંક વરસો થયાં તે તદ્દન લાચાર થઇ ગઇ હતી. અમારાં ઘરમાં એક નોકરડી હતી તેની મદદથી હું મારી માતાને બીછાના પરથી ઇઝીચેરપર ને ઇઝીચેર પરથી બીછાના પર લઇ જતી. અગાઉ તેનો સ્વભાવ નમ્ર, પરમાર્થી અને દયાળુ હતો પણ બીમારી અને ગરીબીએ તેના હ્રદયપર કાતિલ પ્રહાર કર્યો હતો. તેનો સ્વભાવ હવે ચીઢીઓ, ક્રોધી, અધીરો અને ખાઉંકરડું કરનારો થયો હતો. હમણાં હમણાં તેને ને મારા પિતાને વારંવાર બોલાચાલી થતી હતી કેમકે મારા પિતા ઘરમાં રોટલાના સાંસાં હોય ત્યારે પણ ગમે તે રીતે દારૂની બાટલી લઇ આવતા. દારૂડીઓ પિતા, ચીઢીઅણ માતા, ગરીબી, કંગાળયત–વિગેરેની મારા પર અને મારા ભાઇના મનપર ઉંડી અસર થઇ હતી. સીરીલ અદબ વાળીને શોકગ્રસ્ત ચેહેરે બેઠો બેઠો મુઠ્ઠીભર માણસોને સોના રૂપાથી મઢી નાખી લાખો ગરીબોને ભુખે મારતી સમાજને પ્રબળ ધીક્કારથી વખોડી કાઢતો હતો. તે જોઇ મને લાગ્યું કે તેની છાતી અમારી દશા જોઇને છીન્ન ભિન્ન થઇ ગઇ હશે અને શ્રીમંત વર્ગ તરફ તેના દીલમાં પ્રચંડ ધિક્કાર ઉપજ્યો હશે.

મારા પિતાની વાર્ષિક આવક આશરે ૧૨૦ પાઉંડની હતી તે હું અગાઉ કહી ગઇ છું. તે પાદરીની જગાએ નીમાયા તે પહેલાંનું તેમના માથાપર કરજ હતું. એ કરજ ચુકવવાનું હતું. અને તે માટે મી૦ રોકીંગહામની ભલામણથી હોથોર્નમાં ધર્મગુરૂની પદવી મળી ત્યારથીજ તેમણે દર વર્ષે ૨૦ પાઉંડ બચાવવા માંડયા હતા. વળી અમારા ઘરમાં સમારકામ કરાવવાની જરૂર પડી. તે માટે નવું કરજ

કરવું પડયું ને અમારી ટુંક આવકમાંથી વધુ બચાવ કરવાની ફરજ પડી. આમ હોવા છતાં સખત કરકસરથી અમે આબરૂ દરકારથી ગુજરાન ચલાવતાં હતાં પણ એટલામાં મારી મા અચાનક માંદ પડી ને એ આફત અસહ્ય થઇ પડી. મારી માતાની સારવાર માટે પૈસાની તાણ પડવા લાગી–મારા પિતાને વ્યાજે નાણાં કઢવ્યા વિન છુટકોજ ન રહયો અને આરથીક મુશ્કેલીમાં સપડાનાર કમનસિબ માણસપર આવતી બધી વીટંબનાઓ અમારા પર આવી પડી ધીમે ધીમે મારા પિતા બેદરકાર બનતા ગયા––જયાંથી મળે ત્યાંથી કરજ કરવા લાગ્યા—આવતી કાલની પરવા કરવાનું તે ભુલી ગયા–જ્યારે પૈસા મળતા ત્યારે ગમે તેમ ઉડાવતા––ન મળે ત્યારે કપાળે હાથ દઇ બેસી રહેતા––ટુંકમાં મળ્યું તો મીર નહિ તો ફકીર જેવી અમારી સ્થિતિ થઇ. સ્થિર જીવન ગાળવાની અમારી બધી અરજો ને વિનવણીઓ નકામી ગઇ. અને ધીમે ધીમે એક પછી એક આફત આવતી ગઇ. આખરે સમ્પૂર્ણ પાયમાલી અમારી સામે ડોળા ઘુરકાવવા લાગી. જે જમીનના પાકપર અમારા ગુજરાનનો આધાર હતો તે જો માંગનારાઓ ખુંચવી લે તો શું કરવું ? આ ગંભીર સવાલ પર વીચાર કરવાને આજે અમારી કુટુંબી કાઉન્સીલ ટે નાના ઓરડામાં ભેગી થઇ હતી. મારા પીતાની ખુરશીની પાછળ એક ટેબલપર પાણીનો ગ્લાસ અને દારૂની બાટલી પડયા હતા તે તેમની પાયમાલીના જીવતાં જાગતાં નમુના હતાં.

"કંઇક કરવાની જરૂર છે......" અમારી શોકજનક વાતચીતથી છવાયલી ચુપકીદી તોડતાં મારા પીતાએ કહયું: "કહેવત છે કે ખૂરૂં

થાય તે સારાને કાજે! કદાચ આ અદ્ભુતમાં ભવીષ્યની આબાદી છુપાયલી હશે..."

"આબાદી! ખરેખર! અને એ આબાદી પણ એવી કે આપણા હાલ રસ્તે રખડતાં ભીખારીથીય ખરાબ થશે. બાવાજી! તમે આવી વાત શી રીતે કરી શકો છો? આમ હાથ જોડીને બેસી રહેવાથી ને દારૂની બાટલી ખાલી કરવાથી આપણી સ્થીતી સુધરવાની નથી...." મારો ભાઇ ખાટો થયો.

"નહીંજ વળી—" મારી માતાએ તાપસી પુરી.

"એકદમ કંઇક કરવું જોઇએ; નહી તો આપણે ઘર ગુમાવી બેસીશું. ને આપણે બધાને વર્ક હાઉસમાં જવું પડશે-"

આ સાંભળીને મારો ભાઇ ઘણોજ ગુસ્સે થયો. તેણે ગુસ્સાથી ટેબલપર એવા જોસથી હાથ અફાળ્યો કે હું ગભરાઇ ગઇ.

"એમ ના કર, સીરીલ! તું જાણે છે કે હું કેટલી બધી નબળી પડી ગઇ છું...." મારી માતા કરૂણ સ્વરે બોલી. સીરીલે કંઇ જવાબ આપ્યો નહી. તેની ગંભીરતા અને દીલગીરી વધી. મારી માતાએ આગળ ચલાવ્યું: "શું કરવું તે હું તને કહું છું...અને તમને પણ મેં વારંવાર કહયું છે, પીટર!—"છેલ્લા શબ્દો તેણે મારા પિતાને સંબોધીને કહ્યા: "તમારે મી० રેકીંગહામની મદદ માંગવીજ પડશે."

હવે હું ચમકી. પણ મારા ભાઇના જેટલી નહિ. મારા મનોભાવ પર કોઇનું ધ્યાન ખેંચાયું નહિ. મારા હૃદયને દુઃખ થવા

લાગ્યું કે જે દિશાએ બીલકુલ મદદ મળવાની આશા નથી ત્યાં જવાની મારી માતા સુચના કરી રહી છે. મી૦ રોકીંગહામ ભલાઇની રૂએ કદાચ કંઇ મદદ કરવા તૈયાર પણ થાય તો પણ તેના ઘરમાં એક એવો ઝેરી સાપ વસતો હતો કે જે અમને એક પેની પણ મળવા ન દે.

“એમાં કંઇ વળે એમ નથી, વ્હાલી !–” મારા પિતાએ મારી માને કહયું: “તને ખબર નથી કે થોડાક મહિના અગાઉ ફકત ૧૦ પાઉંડ માટેની મારી માગણીની તેણે સાફ ના પાડી હતી—”

“હા–હા—” સીરીલ બોલ્યો. અમારી ગરીબી–અમારી કંગાલ્યત ખુલ્લી કરનારી એકેએક વાત તેને કાતિલ ખંજરની પેઠે ભોંકાતી હતી: “મી૦ રોકીંગહામ જેવા સ્વાર્થી અને દુનિયાદારી માણુસ પાસેથી દયાની આશા રાખવી નકામી છે. હું એને બરાબર ઓળખું છું. એના જેવા માણુસો કમનસીબે થોડા નથી. તેણે તમને આ જગા આપી કેમકે તે કોઇનેબી આપ્યા વિના છુટકોજ ન્હોતો અને આ જગા આપવામાં તેને કંઇ ગુમાવવાનું ન્હોતું. તેથી જાણે દોસ્તીના નાતાથી ઉપકાર કરતો હોયની તેમ તેણે આ જગાએ તમારી નીમણુંક કરી. એક શીલીંગબી આપ્યા વિના અને સમારકામ કરાવ્યા વિના આ ભાગ્યું તુટયું ઘર તેણે આપણુને આપ્યું. આ ઘર સમરાવવા અને ફરનીચર વસાવવા માટે તમારે નવું કરજ કરવું પડયું–આપણી મુશ્કેલી વધી–આપણે દિનપ્રતિદિન કંગાળ થતાં ગયા–તે બધું તેણે ઠંડા દીલે જોયા કર્યું. તેના ઘાતકી દીલે તમને એક ગીનીની પણ મદદ કરવાની ઉદારતા બતાવી નથી. અનેકવાર તેને અરજ કરવા

છતાં તમારૂં કંઇ વળ્યું નથી......" સીરીલના સ્વરમાં વધુ આવેશ અને કઠોરતા આવી: "હું તો એમ માનું છું કે તેના બંગલામાંની ભભકાદાર ચીજો બતાવી આપણા દીલ બાળવા માટે તે કાઇ કાઇ વાર આપણને આમંત્રણ મોકલે છે. આપણું દુઃખ જાણવા છતાં તે આપણને વધુ બાળવા ચાહે છે. એવા નીચ અને સ્વાર્થી માણસને હું ધીક્કારૂં છું. એવા માણસની મદદ મેળવવા જવા કરતા ભુખે મરવું બેહેતર......" આવેશમાં ને આવેશમાં તે આટલું બોલી ગયો. તેના વદનપર ગુસ્સાની લાગણી સ્પષ્ટ છવાઇ ગઇ હતી. તે પોતાની બેઠક પરથી ઉભો થઇ ગયો અને વકરાયલા વાઘની પેઠે ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો.

"સીરીલ!—" તેની પાસે જઇ, તેનો હાથ પકડી તેના તરફ લાગણી ભરી નજરે જોઇ હુ બોલી: "ગુસ્સે ના થા ભાઇ! એમ કરવાથી કંઇ વળવાનું નથી......" પછી જરા ધીમે સ્વરે મેં તેને કહયું: "હમણાજ તેં બાવાજીને હાથ જોડીને બેસી રહેવા માટે ઠપકો આપ્યો. હવે તું કંઇ વહેવારૂ સલાહ આપવાને બદલે નાહક ગુસ્સાભર્યા શબ્દો ઉચ્ચારે તે વાજબી ગણાય?"

"ખરી વાત છે, રોઝ!–" કહી તે ખુરશી પર બેઠો અને ફરીથી ગમીમાં ગીરફતાર થઇ ગયો.

"કેમ! દીકરા! તું શું વિચાર કરે છે?—" દારૂનો ગ્લાસ ખાલી કરી, કેફની ધુનમાં સહેજ હસીને મારા પિતાએ પૂછ્યું.

"હું એ વિચાર કરૂં છું કે આવતી કાલે બપોર સુધીમાં જો તમે ૩૦ પાઉંડ લાવી નહિ શકો તો રીજવેના કરજ માટે આપણા

ઘર પર જપતી આવશે—" ભયંકર દેખાવે પોતાના પિતા તરફ જોઇ સીરીલે જવાબ આપ્યો. "બધું ફરનીચર લીલાંઉ થશે અને તેથી બી ખરાબ એ કે તમને કદાચ જેલમાં બેસાડવામાં આવશે. હા–આબાદ એજ સ્થિતિ છે. એમ સાધુની પેઠે સમાધિ ન ચઢાવો. આંધળાને પણ દેખાય એવી આપણી સ્થિતિ છે—"

આ પળે આગલા બારણા પર કોઇએ ટકોરા માર્યા અને દાસીએ મી૦ વોટ્સન આવવાની ખબર આપી. મી૦ વૉટસન અમારી નજીકમાં રહેતો ખેડુત હતો. મી૦ રોકીંગહામની જે જગ્યા તે ખેડતો હતો તેમાંથી તેને સારી આવક થતી હતી. તેનું વય અધોર હતું અને જો કે તે કંઇક અસભ્ય હતો છતાં તેની રીતભાત જંગલી ન હોતી. સ્વભાવે પ્રમાણીક હોવાથી આડોશીપાડોશીમાં તેનું સારૂં માન હતું. અમારી પડતીમાં સઘળા મીત્રો અમને તજી ગયા હતા પણ મી૦ વૉટસન અને તેના કુટુંબની અમારા તરફ દીલસોજી હતી અને માખણ, ઇંડા, પોલ્ટ્રી વીગેરે તેમની નાની ભેટો અમને આશીર્વાદ સમાન થઇ પડતી હતી.

"ગુડ ઇવનીંગ, મી૦ લામ્બર્ટ!—" મી૦ વૉટસને ઓરડામાં પગ મુકતાં કહ્યું: "ગુડ ઇવનીંગ મૅમ!...તમારી તબીયત કેમ છે?..." અને પછી તેણે મારી ને સીરીલની ખબર પૂછી.

"રોઝ! મી૦ વૉટસન માટે એક પ્યાલો લાવ–" મારા પીતાએ કહ્યું.

"નકામી તસ્દી ના લો, મીસ લામ્બર્ટ!–" દારૂમાં અલમસ્ત થઇ પડેલા મારા પીતાની શરમભરી સ્થીતીથી દીલગીર થઇ તે બલો

ખેડુત બોલ્યોઃ "મને બહુ કામ નથી. હું તમને એ કહેવા આવ્યો છું, સાહેબ ! કે મેં મો૦ રોકીંગહામ પાસેથી એક મોટું ખેતર લેવાની ગોઠવણ કરી છે. તેથી મારૂં ખેતર મારા જમાઇને આપી દેવા માગું છું. તમે રીવરડેલની બીજી બાજુનું "એજ ફીલ્ડ" જોયું છેને ? મેં તે લીધું છે..."

"ઘણી સુંદર મીલકત છે.–"

"હા, મને લાગે છે કે મને તે નફાકારક થઇ પડશે."

"તમને ગમે ત્યાં લાભ મળશે–" મારી માતા વચ્ચે બોલી અને પછી પોતાના પતી અને મી૦ વૅટસનની મનમાં સરખામણી કરવાથી જાણે દુ:ખ થયું હોયની તેમ તેણે એક ઉંડો નીસાસો નાખ્યો.

"હું સખત મજુરી કરીને પ્રમાણીકપણે ગુજરાન કરી શકું છું, મૅમ !...મારે હવે જવું જોઇએ–" ઘડીઆળ તરફ નજર કરી તે બોલ્યોઃ "મી૦ લામ્બર્ટ ! મેં તમને ગયા નાતાલમાં ૩૫ પાઉંડ આપ્યા હતા તેની તમે મને હજુ સુધી પહોંચ આપી નથી તેની હું તમને યાદ આપવા આવ્યો છું. હું મારા જમાઇ સાથે હીસાબ ચુકતે કરતો હોવાથી બધાં ખાતાં ચુકતે કરવા માંગું છું. માટે કાલે સ્હવાર સુધીમાં તમે પહોંચ મોકલી આપશો તો મહેરબાની થશે–"

"પહોંચ ? શાની ?—" જાણે અત્યંત અજાયબી ઉપજી હોય તેમ મારા પીતાએ કહ્યું.

"તમને યાદ નથી ? એક દહાડો સ્હવારે તમે ઉતાવળા ઉતાવળા પૈસા માગવા આવ્યા હતા ને મેં તમને નોટો આપી હતી

તે ? તમે રસીદ મોકલી આપવાનું વચન આપ્યું હતું પણ હજુ સુધી તે મને મળી નથી. મને લાગે છે કે તમે ભુલી ગયા હશો. હું પણ ભુલી ગયો હતો. હમણાં મેં ચોપડા જોયા ત્યારેજ મને યાદ આવી."

"ઠીક છે, હું સ્હવારે તપાસ કરીશ. જો પૈસા મળ્યા હશે તો તેની મારી ચોપડીમાં નોંધ હશે."

"મળ્યા હશે તો ? મી૦ લામ્બર્ટ ! એમાં કંઇ શક જેવું છેજ નહિ. યાદ કરો."

"મને કંઇ યાદ નથી--" આ જવાબ મારા પિતાએ એટલી દ્રઢતાથી આપ્યો કે મેં તેમને સાચા માન્યા. જો આ પૈસા તે ખેડુત પર નીકળતા હોય તો તે અમને સોનાનાં મુલના હતા. મેં જોયું કે સીરીલના મનમાં પણ મારા જેવાજ વિચારો ઘોળાતા હતા.

"તમે ખરેખર એમ કહો છો કે તમને યાદ નથી, મી૦ લામ્બર્ટ !--"

"મને બીલકુલ યાદ નથી. ઉલટું તમે આવ્યા ત્યારે હું તમારી પાસે એ પૈસાની ઉઘરાણી કરવાનો વિચાર કરતો હતો--"

"એમ !--" મી૦ વૉટસન ગુસ્સે થઇ ઉભો થઇ બોલ્યો. "સાંભળો, મી૦ લામ્બર્ટ ! હું થોડાજ શબ્દ બોલવા માંગું છું. હું સીધો સાદો પ્રમાણિક માણુસ છું. ગમે તે રીતે હું એ બાબતનો નીકાલ કરવાને તૈયાર છું. તમારે મને રસીદ આપવી છે કે નહિ ?"

"સીરીલ! મારી નોંધ બુક લાવ તો!--હમણાંજ ખરી વાત બહાર આવશે--"

મારો ભાઇ ઓરડામાંથી બહાર ગયો અને તે પછી ત્યાં ચુપકીદી છવાઇ. મી૦ વૉટ્સનના સરળ અને પ્રમાણિક મહોપર સખત ગુસ્સાની છાયા ફરી વળી. સીરીલ પાછો આવ્યો ને તેણે મારા પિતાને નોંધ બુક આપી. મારા પિતાએ તેનાં પાનાં ફેરવી જોયાં પણ તેમાં પેલી રકમ જમા થયલી ન્હોતી. અમારા જેવા ગરીબ કુટુંબના હીસાબમાં ૩૫ પાઉંડ જેવી મોટી રકમ નોંધાયા વિના રહે એ બનાવ જરા અજાયબી જેવો હતો. મારા પિતા દારૂની કેફમાં બેદરકાર બન્યા હતા અને વીગતવાર હીસાબ ન્હોતા રાખતા તે છતાં તેમના દેખાવપરથી આજે મને ને સીરીલને એમજ લાગ્યું કે આ રકમ ખરેખર આવી નથી.

"જુઓ! એ રકમ આવીજ નથી-" મારા પીતાએ કહ્યું.

"હશે, પણ તમે એ રકમ મળવાનો ઇનકાર કરો છો?" મી૦ વૉટસને ગુસ્સાથી પૂછ્યું.

"બેશક..." જાણે તદન સાચું બોલતા હોય તેવી હીમ્મતથી મારા પીતાએ જવાબ આપ્યો.

"ત્યારે તમે રસીદ આપવાની ના પાડો છો?"

"હા, કેમકે એ રકમ મને મળીજ નથી."

"ઠીક છે, મી૦ લામ્બર્ટ! કાયદાની નજરે હું ખોટો છું ને તમે સાચા છો. લો સાહેબ! આ તમારા પૈસા! ગણી લો ને રસીદ આપો—"

"બાવાજી !–" કંઇક દીલગીરીથી સીરીલ બોલ્યો: "આમાં તમારી કંઇ ભુલ તો નથી થતી ?"

"નહીં, નહીં, જરાપણ નહીં સીરીલ ! તું રસીદ લખ–હુ સહી કરી આપું–"

રસીદ અપાઇ. મી૦ વોટસને ૩૫ પાઉંડ ગણી આપ્યા. મારા પીતાએ હરખથી તે સોનાના સીકકા હાથમાં લઇ લીધા. તેમની આંખો વીચીત્ર આનંદથી ચમકી રહી. એ આંખનો ચમકારો જોઇ મારા જીગરમાં વીચીત્ર શંકા જન્મ પામી. સીરીલ ગંભીર અસ્થીરતાથી તેમના તરફ ટીકી રહયો હતો. મારી માતા આખો વખત ચુપ બેસી રહી હતી અને આ બનાવ જોઇ તે મારા જેટલીજ મુઝાઇ રહી હતી.

"કાયદાની નજરે હવે હું મુકત થયો છું, મી૦ લામ્બર્ટ ! પણ તમે નીતીની નજરે મુકત છો ખરા ? હું ખુદાની સાક્ષીથી કહું છું કે મેં આ રકમ આ સાથે બેવાર પગાર કરી છે. તમારે માટે, તમારી પત્નીને માટે અને આ તમારા બાળકોને ખાતર હું ઇચ્છું છું કે તમે ખરેખર એ રકમ લેવાનું ભુલી ગયા હો ! પણ મને ભય છે—સાહેબ ! મને ભય છે કે ખરી વાત એવી નથી. તમે જાણો છો કે તમે આ બીજીવાર પૈસા લીધા છે અને તેથી તમારા જીગરની મને દયા આવે છે–"

"અમે તમારી પાસેથી ઉપદેશ સાંભળવા માગતા નથી, મી૦ વોટસન !–" ધમકીભર્યા અવાજે મારા પીતા બોલ્યા.

"મારે હવે કંઇજ કહેવાનું નથી--" કહી મી૦ વોટસન એમને સલામ પણ કર્યા વીના ચાલ્યા ગયા.

"વાહ! મારૂં નસીબ કેવું તેજ કરે છે !–" ૩૫ સોનાના સીક્કા તરફ જોઇ આંખ ચમકાવતા મારા પીતા બોલ્યાઃ "રોઝ! બીજો પ્યાલો ભરી આપ...તું મારા તરફ આમ કેમ જોઇ રહી છે? તું એમ ધારે છે કે મેં એને લુંટી લીધો છે?"

"ખુદા તમને એવી બુધ્ધી ન આપે–" કહી હું ખાલી પ્યાલું લઇ બહાર નીકળી ગઇ. મારો ભાઇ અદબ વાળીને મારા પીતા તરફ ગમખાર નજરે જોઇ રહયો હતો. તેના મનના વીચારો સમજી જતાં મને મુશ્કેલી નડી નહીં. રસોડામાં હું થોડુંક ગરમ પાણી લેવા ગઇ ત્યારે હું બબડીઃ "અરે! ખુદા! મારા પીદર અપ્રમાણીક હોય એ શું બનવાજોગ છે?–"

હું ઓરડામાં પાછી ફરી ત્યારે સીરીલ પોતાની ખોલીમાં ચાલી ગયો હતો. મારી માતાને દાસીની મદદથી બીછાને લઇ જવાનો વખત થઇ ગયલો હોવાથી હું તેની ધાંધલમાં પડી અને તેટલીવાર આજે સાંજે બનેલા દુઃખદાયક બનાવના વીચારો વીસારે પડયા.



# પ્રકરણ ૩ જું.

## આફતપર આફત!

મારા સુવાના ઓરડામાં જવાને મને ઘણીવાર ન થઇ એટલામાં ધીમેથી બારણું ઉઘાડી સીરીલ અંદર આવ્યો. તેનો ચેહેરો રૂની પુણી જેવો ફીક્કો પડી ગયો હતો અને તેની ચશમોમાં કંઇક વિચિત્ર અને ભયંકર તેજ હતું. તેણે પોતાની આંગળી હોડપર મુકીને મને ચુપ રહેવાની ઇસારત કરી; કેમકે હું તેનો બીહામણો દેખાવ જોઇને ચીસ પાડી ઉઠવાની અણીપર હતી.

"ચુપ રહે, રોઝ! કોઇ સાંભળશે!—" ધીમેથી બારણું બંધ કરતો તે બોલ્યો.

"પણ છે શું? મારા પ્યારા ભાઇ!—" મેં પૂછ્યું. જો કે તેના જીગરને કઇ વાત કોતરી ખાતી હતી તે હું અચ્છી રવેશે જાણતી હતી. તેના મનમાં જે વિચાર ઘોળાતા હતા તેજ વિચાર મારા દીલનેબી ખાઇ જતાં હતા.

"રોઝ!—" ફાટેલા અવાજે તેણે કહ્યું.

"એક ભયંકર શંકા મારા પર સીતમ ગુજારી રહી છે. તારી આગળ મારી છાતીનો ભાર હલકો કર્યા વિના હું ઉંઘી શકતો નથી. એ ભયંકર ભેદ ખુલ્લો કરવાનો મેં મકકમ ઠરાવ કીધો છે.

જો આવાજી પોતાની મુશ્કેલી દુર કરવા માટે ગુન્હાજ કરવા માગતા હોય—"

"અરે ! મારા ખુદા !..." થરથર ધ્રુજતી હું બોલી: "સીરીલ ! એ ખ્યાલજ મને મારી નાખે છે--"

"હા, બહેન ! છતાં એ ખ્યાલ તું તારા જીગરમાંથી દુર કરી શકતી નથી. નીચે ઓરડામાં પણુ મેં તારા મ્હો પરથી જાણી લીધું હતું કે તારા દીલમાં મારા જેવીજ શંકા જન્મી છે-"

"ઓ સીરીલ ! આપણા પીદર માટે આપણે આવા હલકા ખ્યાલ બાંધવા લાજિમ છે ?" આટલું કહી હું ઝારઝાર રડી પડી.

"રડ--રડાય તેટલું રડી લે, મારી વ્હાલી બહેન !" ધીમા અવાજે, પણ કઠોર લાગણીથી મારો ભાઇ બોલ્યો: "આપણા પીદર પોતાના બચ્ચાંની નજરે શકમંદ માણુસ ગણાય છે. ઓહ ! ખુદા ! એ ખ્યાલજ કેટલો ભયંકર છે ?"

"કદાચ એવણુ નિર્દોષ બી હોય--સીરીલ ! ભાઇ ! એમજ ધાર--એમજ માન—"

"ખુદા કરેને એમ હોય," તે બોલ્યો: પણ તેના મ્હોપર છવાયલી ભયંકર ગંભીરતા જુદુંજ કહેતી હતી: "મેં તને હમણાંજ કહયું રોઝ ! કે એ ભેદ ખોળવાનો મેં ઠરાવ કર્યો છે. જ્યાં સુધી વહેમનું કાતિલ ઝેર મારા મગજમાં રહેશે ત્યાં સુધી મને જરા બી ચેન પડવાનું નથી." અને આટલા શબ્દો બોલી તેણે ઉતાવળથી પોતાના બુટ કાઢી નાખ્યાં.

"તું શું કરવા માગે છે?" મેં તેની હીલચાલ પરથી અજબ થઇ પૂછ્યું.

"હું શું કરવા માગું છું?" તે બોલ્યો: "હું આપણા માતાપિતાના ઓરડા આગળ જઇ તેમની વાતચીત સાંભળવા માગું છું. હમણા બંને જણુ એજ વાત કરતાં હશે અને કોઇ બી વાત તેઓ એક બીજાથી છુપી રાખતાં નથી એટલે--"

"સીરીલ! સીરીલ! વિચાર તો કર કે સગાં માબાપપર જાસુસી કરવામાં પાપ છે--" આટલું કહી હું દલગીર નજરે મારા ભાઇ તરફ જોઇ રહી.

"મારા જીગરને જે શંકા કોતરી નાખે છે તે દુર કર્યા સિવાય મને કશાનો વિચાર આવતો નથી-" તેણે એવા જુસ્સાથી જવાબ આપ્યો કે તેને કાબુમાં લેવાનું મારે માટે અશકય થઇ પડયું: "તારી મરજી હોય તો તું પણ મારી સાથે ચાલ; તારી શંકા પણ નાબુદ થઇ જવાની જરૂર છે. ચાલ રોઝ! હવે મને ઉપદેશ આપવાની પેરવી ના કર—"

મારૂં મગજ એવું ગુંચવાઇ ગયું હતું, મારા વિચારો એવા ભયંકર અને મુઝવણ ભર્યા હતા અને આજના બનાવે મને એટલી બેચેન બનાવી મેલી હતી કે કંઇ બી વિચાર કર્યા વિના ચાવી આપેલા પુતળાંની પેઠે હું સીરીલની પાછળ પાછળ ચાલવા લાગી. ધીમે પગલે અમે દાદર ઉતર્યા: અત્રે વાંચનારને જણાવવાની જરૂર છે કે જયારથી મારી માને લકવો થયો ત્યારથી તેણી અને મારા પિતા ભોંયતળીએના ઓરડામાં સુતાં હતાં.

સીરીલે મારો હાથ જોસથી પકડી રાખ્યો હતો. બ્હીકની મારી હું ગુપચુપ તેની સાથે ગઇ. અમે અમારા માદર પીદરના ઓરડાના બારણાં નજીક જઇ પુગ્યાં. તેઓ ખરેજ અંદર વાત કરતાં હતાં. પહેલુંજ વાકય સાંભળતાં જાણે અમારાં પગ જમીન સાથે ચ્હોંટી ગયા હોયની એમ અમને બંનેને લાગ્યું.

"છોકરાંઓ શું ધારશે તેની મને જરા બી પરવાહ નથી––" અતિશય બેદરકારીથી મારા પિતાએ કહ્યું: "એ લોકોને જોઇએ તે ધારી લે. આખી દુનીયા આપણી સામે પડી છે તો આપણેંગી દુનીઆની સામે લડવું જોઇએ! દુનીયા એમજ ચાલે છે. સતવાદી થવાના દહાડા વહી ગયા—"

"ઓહ! પીટર! પીટર! તમે કેવી વાત કરો છો?" મારી માદરનો ધીમો અવાજ સંભળાયો.

"કેવી વાત કરૂં છું? તું શું એમ કહેવા માગે છે કે હું પ્રમાણીક રહીને બધું ફરનીચર લીલાંઉ થઇ જવા દઉં? સમજતી નથી! આ પૈસાથી કાલે રીજવેનો હીસાબ ચુકતે થશે ને આપણી પાસે પાંચ પાઉંડ બચશે તેમાંથી ઘરનો ખરચ ચાલશે. પછી આવતા સોમવારે પેલા સ્મીથસનના ૧૦૦ પાઉંડ ઝાંસી દેવાય તો પીડા પતી–"

"પણ તમે કહો છો તેવું કાગજ હું કદી પણ લખવાની નથી, પીટર!–" ધ્રુજતા અવાજે મારી મા બોલી: "આહ! કેવો ભયંકર ખ્યાલ! નહિ–નહિ મારાથી એવો દગો નહી થઇ શકે—"

"દગો ! નોન્સેન્સ !–" ધીક્કાર અને ગુસ્સાની લાગણીથી મારા પીદરે જવાબ આપ્યો: "હું તને કહુંછ કે તારે એવું કાગજ લખવુંજ પડશે. એમાં દગો શાનો ? પોતાના સગા પાસેથી પૈસા મેળવવામાં કંઇજ દગો નથી."

"પણ તમે જાણોછ તો ખરા કે આપણા લગન પછી હેવર સ્ટોકસ સાથેનો બધો પત્ર વહેવાર બંધ છે ને તમારા કહેવાથી નાણાં માટે મેં કેટલીક અરજો કરી હતી તે તદન નીષ્ફળ ગઇ હતી–"

"એ બધી તારી બહેનની ગરૂરીની મોહોકાણ છે !–" ફરીથી મારા પીતા ધીક્કારભર્યા અવાજે બોલ્યા: "તેં ગુન્હો એ કર્યો કે મારા જેવા કંગાળ પાદરીને તું પરણી બેઠી ! પણ જો તું આપણને રસ્તે રખડતા ભીખારી થયલા ન જોવા માગતી હોય તો–"

"બસ, બસ ! હમણાં એ વાત જવા દો. કાલે જોઇ લઇશું–" મારી મા કાકલુદી કરતી બોલી.

થોડીકવાર ત્યાં ગંભીર ચુપકીદી ફેલાઇ અને જ્યારે તેઓએ ફરીથી વાત શરૂ કરી ત્યારે તે જુદીજ બાબદની હતી. સારીલે હજુ બી મારો હાથ પકડી રાખ્યો હતો. અમારા માબાપના એક એક શબ્દથી જાણે તેના માથાપર કુહાડાના ઘા થતા હોયની તેમ તે ધ્રુજી રહયો હતો. જોસથી મારો હાથ પકડી તે મને તે ભયંકર જગાએથી માળપર લઇ ગયો યા ખુદા ! એક પળ પહેલાં જે વાતની અમને શંકા હતી તે શંકા હવે ખાત્રીના રૂપમાં ફેરવાઇ ગઇ હતી. મારા પીદરે પેલા પ્રમાણીક ખેડુતને છેતર્યો હતો અને હવે તે મારી

વ્હાલી માદરને કોઇ બીજો ગુન્હો કરવાને ધમકાવી રહયા હતા. મારા ઓરડામાં જતાંજ સીરીલે અચાનક મારો હાથ છોડી દીધો અને ભયંકર—તદન અકુદરતી અવાજે તે બોલ્યો:

"રોઝ! હવે કોઇ જાતનો શક રહયો નથી. આપણા પીદર એક બદમાસ છે અને આપણી મા થોડા વખતમાં તેની સાથી થશે—"

"નહિ, નહિ—" રડમસ અવાજે હું બોલી: "સીરીલ! આપણે વચ્ચે પડીશું--"

"સ્ટુપીડ!—" ધીક્કારથી તે બોલ્યો:

"શું તું કબુલ કરશે કે આપણે છુપી રીતે તેઓની વાત સાંભળી હતી? નહિ-નહિ. હું તને એ બાબે એક બી બોલ બોલવાની મનાઇ કરૂં છું. મને વચન આપ-રોઝ! મને વચન આપ--"

"ઓ! સીરીલ! હું નહિ બોલું-તું કહેશે તેમ કરીશ-પણ ખુદાને ખાતર આવી ભયંકર અદાથી વાત ના કર. તારો અવાજ મારા દીલમાં ત્રાસદાયક બીક પેદા કરે છે--"

"તને એમ લાગતું હશે કે હું પણ એક ગુનેહગાર થઇશ--" ધીમા, ખોખરા પણ કરડા અવાજે તે બોલ્યો: "બનવાજોગ છે. રોઝ! આપણું કુટુંબ પાયમાલ થવાને સરજાયલું છે. નસીબ સાથે લડવામાં કંઇ સાર નથી. ગુડ નાઇટ! રોઝ! જો બને તો ખુદાની બંદગી કરજે-"

આટલું કહી તે મને અચાનક છોડી ગયો. બને તો ખુદાની બંદગી કરવાનુ તે મને શા માટે કહી ગયો હશે? એ શબ્દોના

ઉચ્ચારમાં એક જાતની ભયંકર મશ્કરી હતી. તે વખતે તેનું મ્હોં તદ્દન ભયંકર થઇ ગયું હતું અને મીણબતીનો પ્રકાશ તે પર પડતાં તે ઘણોજ બીહામણો લાગતો હતો. હું બીછાને ગઇ ત્યારે મારી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. મારૂં જીગર દુ:ખથી તડફડી રહ્યું હતું. ભવિષ્ય વિષે અનેક ભયંકર વિચારો મારા મગજને અસ્થીર બનાવી રહ્યા હતા. મેં ખુદાની બંદગી કરવાની કોશેષ કરી પણ મારી જીભ એક બોલ પણ બોલી શકી નહિ. મને લાગ્યું કે ખુદા–આ દુનિયાનો સરજનહાર પણ અમને છોડી જાય છે!

અત્રે એક ખુલાસાની જરૂર છે. મારી માતા પોતાના કુટુંબની મરજીથી તદ્દન વિરૂધ્ધ જઇને પરણી હતી અને તેના પિતાએ તેને ધીક્કારથી તજી દીધી હતી. મારા મમાવા ઘણા પૈસાદાર હતા. મારી માતાના લગ્ન પછી ટુંક વખતમાં તેવણ મરણ પામ્યા ત્યારે તેવણે પોતાના વીલમાં મારી માતાને એક ફારધીંગ પણ આપી ન્હોતી. તેવણ પોતાની સઘળી મીલકત મારી માશીને આપી ગયા હતા કે જે એક શ્રીમંત બૅરોનેટ સર જોન હેવરસ્ટોકને પરણેલી હતી. કુદરતી રીતે હેવરસ્ટોક કુટુંબે પણ મારી માતા સાથેનો સઘળો પત્ર વહેવાર બંધ કરી દીધો હતો. અમારી નાણાં સંબંધી સ્થિતિ કંગાળ થવા પછી લાચારીથી મારી માતાએ પોતાની બહેનને મદદ કરવા માટે લેડી હેવરસ્ટોક પર કાકલુદીભર્યા પત્રો લખ્યા હતા પણ તેમાં તેણીને હમેશાં નિરાશાજ મળી હતી. લેડી હેવરસ્ટોકે એકજ ધિક્કાર ભરી લીટીમાં મકકમતાથી લખી નાખ્યું હતું કે જ્યાં સુધી મારા પિતા હૈયાત છે ત્યાં સુધી તેણી અમને કંઇબી મદદ કરવાની નથી. ખરેખર, આનો અર્થ એજ થઇ શકે કે લેડી હેવરસ્ટોક મારા પ્યારા

પિતાનું મોત ઇચ્છતી હતી. જો અમે નબાપાં થઈએ, મારી માતા વિધવા થાય, અમારે માથેથી પીદરની છાંયાનો નાશ થાય તોજ મારી શ્રીમંત માશી અમને મદદ કરે, એવી સ્થિતિ હતી.

આટલા ખુલાસા પછી હું મારી કરમ કથા આગળ ચલાવીશ. તે ભયંકર રાત મેં જેમ તેમ પસાર કરી. રાતે મને જરાએ ઉંઘ આવી નહિં. સ્હવાર થતાં મારૂં માથું સખત દુખવા લાગ્યું. હું મારા ઓરડામાંથી બહાર નીકળી નીચે ગઈ ત્યાંજ મારો ભાઇ સીરીલ મારી નજરે પડયો. તેનો ચેહેરો ઘણોજ ફીકકો હતો અને તે પર કોઇ ભયંકર નિશ્ચયની છાપ હતી. મને જોતાંજ મારો હાથ જોસથી પકડી તે ઉતાવળો ઉતાવળો બોલ્યોઃ "તારૂં ગઇ રાતનું વચન યાદ રાખજે રોઝ! એક બોલ બી ના બોલતી."

મેં તેને મારૂં વચન પાળવાની ખાત્રી આપી. પણ જ્યારે મેં મારા માતપિતાને જોયાં ત્યારે મારા મનની દશા ઘણી વિચિત્ર થઇ પડી. તેમને ઘુંટણીએ પડીને અપ્રમાણીકતાને આશરે નહિં જવાની અરજ કરવાની લાગણી મારા મનમાં ઉલટી આવી પણ જેમ તેમ મેં મારા મનને કાબુમાં રાખ્યું. મારા મનની સ્થિતિ સીરીલ સમજી ગયો હતો. નાસ્તાના ટેબલ પર બેઠોબેઠો તે મારા તરફ સ્થિર, મર્મભેદક આંખોએ જોઇ રહયો હતો. નાસ્તો પૂરો થયો ત્યારે સધ્યારાનો એક લાંબો દમ ખેંચી હું ઘરકામમાં ગુંથાઇ ગઇ. સીરીલ બહાર ફરવા ગયો. મારા પિતા રીજવેનો હિસાબ ચુકવવા રીવરડેલ ગયા. પાછલા પહોરે ત્રણ વાગ્યા સુધી તે ઘેર પાછા ફર્યા નહિં ને જ્યારે આવ્યા ત્યારે તેમના પગ લથડતા હતા અને આંખોમાં

દારૂની ખુમારી હતી. તેમણે પોતાના ગજવામાંથી એક પૅકેટ બહાર કાઢયું અને તે એકદમ ડેસ્કમાં મૂકવા જતા હતા એવામાં એક કાગળ નીચે પડી ગયું. તેની આસપાસ કાળી લીટીઓ હતી. મને લાગ્યું કે નોટપેપરો ખરીદતી વખતે દુકાનદારે ભૂલથી એ કાળી લીટીવાળું નોટપેપર અંદર મુકી દીધું હશે. પણ એ કાળા કાગળપર મારી નજર પડી તે વખતે મારા માતપિતાએ જે રીતે મારા પર નજર ફેંકી તેથી હું કંઇક અજબ થઇ. હું તરત તે ઓરડામાંથી બહાર નીકળી અને શાલ ઓઢીને બહાર ફરવા ચાલી ગઇ.

હું ગામમાંથી ચાલી જતી હતી ત્યારે મને મી૦ વૉટસનની બેટીઓ સામી મળી. મને જોઇને તેઓએ બીજોજ રસ્તો લીધો. આજે તેઓ મારી દીલસોજ સાહેલીઓ ન્હોતી પણ હું જાણે કોઇ નહિ ઇચ્છવાજોગ બલા હોઉં તેમ તેઓ મારાથી દુર ખસી ગઇ! કેવી શરમભરી બીના? આ વખતે મારા હૃદયને કેટલું દુઃખ થયું તે વર્ણવવાની મારી કલમમાં તાકાત નથી. તેઓના ગુસ્સાનું કારણ હું જાણુતી હતી. માબાપના પાપની સજા તેમના બચ્ચાંઓને થવા લાગી હતી. મારા પિતાએ મી૦ વૉટસનને કેવી રીતે છેતર્યા હતા તે બનાવ મારી નજર સામે તાજો થયો. ભરાયલી છાતીએ હું ખેતરોમાં ઉતરી પડી ને એક ખેતરની પાળપર બેસી મેં મહા મહેનતે દાબી રાખેલાં આંસુ છોડી મેલ્યાં. હું ઝાર ઝાર રડી. મારા દુઃખનો પારજ ન્હોતો. આ વખતે અચાનક ખેતરમાં ઘોડાના પગલાંનો અવાજ સંભળાયો. મેં તે તરફ નજર કરી તો હોરેસ રોકીંગહામ ઘોડેસ્વાર થઈ આવતો જણાયો. તે ફાંકડો

ઘોડેસ્વાર હતો. તેનો ઘોડો છેક મારી નજીક આવી પુગ્યો અને હું આંસુ લુંછી નાંખી ત્યાંથી ચાલી જવાને તૈયાર થઇ.

"ઓહ! મીસ લામ્બર્ટ! આપણે પાછાં મળ્યાં ખરાં!—" કંઇક મશ્કરીભર્યા અવાજે તે બોલ્યો. હું ત્યાંથી ઝડપથી ચાલી જવા લાગી પણ એવામાં તો તે ઘોડાપરથી નીચે કુદી પડ્યો અને એક હાથે લગામ ઝાલી રાખી બીજા હાથે તેણે મને પકડી લીધી.

"છોડી દો, સાહેબ!—" મારો હાથ ઝુંટવી લઇ, ગુસ્સાથી બળી જતી હું બોલી.

"એકજ બોલ, મીસ લામ્બર્ટ! મારો એકજ બોલ સાંભળી જાઓ—" તે એવા વજનદાર સ્વરે આ વાકય બોલ્યો કે મારી સખ્ત નામરજી છતાં હું યંત્રની પેઠે ઉભી રહી. તેના ઉચ્ચારમાં સત્તા અને મર્મનું મીશ્રણ થયલું મને જણાયું.

"તમને બેશક જણાઇ આવ્યું હશે કે ત્રણ મહિના પહેલાં મેં જે ધમકીઓ આપી હતી તે ખાલી ગપ જેવી ન્હોતી. ઉભાં રહો! ઉતાવળ ના કરો—મારે તમને આ તકે થોડાજ શબ્દો કહેવા છે. તમારા આખા કુટુંબપર આફતના વાદળાં ઝઝુમી રહ્યા છે—તમારી સઘળાની આસપાસ પાયમાલીની જાળ પથરાઇ રહી છે અને તમારા પિતા પોતાની નજીસ ચાલ ચલગતથી કાલનો દુકાળ આજે પાડે છે"

"કંગાળ છોકરા!—" આંખમાંથી આગના સોલા વરસાવતી હું બોલી: "જે આફતની વાત કરતાં તને ગલગલીયાં છુટે છે તે લાવનાર પુરો બદમાસ તુંજ છે—"

"હા–હુ એ આરોપનો ઇનકાર કરતો નથી. હું તેથી ખુશ થાઉં છું—" તે દુષ્ટ રાક્ષસની પેઠે ભયંકર રીતે હસ્યો. "સાંભળ રોઝ! આપણે જુદા પડીએ તે પહેલાં એક વાત સાંભળી લે. તું મારીજ થશે–મેં તને મેળવવાના સોગન ખાધા છે–"

"કોઇ કાળે બી નહી–" ધીકકારથી આટલું કહી હું ચાલી જતી હતી, પણ તેણે ફરીથી મારો હાથ પકડયો.

"તારે સાંભળવુંજ પડશે–" એક ઉદ્ધત માણુસની પેઠે અત્યંત જુસ્સાથી તે બોલ્યો. તેનો આવો દમામ જોઇ તે એક છોકરી જેવા નાજુક દેખાવનો માણુસ છે તે હું માની શકી નહિ.

"તેં ફરીથી મને "છોકરો" કહયો છે. અગાઉ જે શબ્દ તું ગમ્મતમાં વાપરતી હતી તે તેં આજે ગુસ્સે થઇને વાપર્યો છે. તેં આજે એ શબ્દથી મને અપમાન કર્યું છે; પણ જેને તું છોકરો કહે છે તે તારાપર રાક્ષસી જુલ્મ ગુજારવાની તાકાત ધરાવે છે. યાદ રાખજે કે એવો વખત જરૂર આવશે કે જ્યારે તું ઘરબાર વગરની રખડતી ભીખારણ થઇ, ભુખમરાને લીધે, તારી જાનને ભયંકર કંગાલ્યતમાંથી બચાવવા ખાતર મારી માંગણી સ્વીકારશે—"

"ચુપ કર બદમાશ છોકરા! તેમ કદી બી બનશે નહી–" હું ભયંકર જુસ્સાથી બરાડી અને તરત તે બદમાશને છોડી ગઇ. જતાં જતાં મારાથી પાછું ફરીને જોવાઇ ગયું. આહ! તે બદમાશ કેવી બીહામણી આંખોએ મારા તરફ જોઇ ક્રુર હાસ્ય કરી રહયો હતો!

તે ઘોડાપર સ્વાર થઇ ત્યાંથી તેનું કાળું કરી ગયો. હું ખેતરોમાં આમતેમ ફરવા લાગી.

મારો ઉશ્કેરાટ કંઇક નરમ પડતાં મેં ઘર તરફનો રસ્તો લીધો. એટલામાં મારા ભાઇએ અચાનક પાછળથી આવી મને પકડી પાડી. સીરીલને જોતાંજ મારાં મ્હોપર હજુ બી કંઇ આવેશની લાગણી રહી ગઇ હોય તો તે દાબી દેવાની મેં એક જબરી કોશેષ કરી; કારણ કે દુનીયાના તખ્તોતાજને માટેબી હું મારા અપમાનની બીના મારા ભાઇને જાણવા દેવા ચાહતી ન્હોતી.

"તું કયાં હતો, સીરીલ? હમણાં હમણાં તું મને પહેલાંની પેઠે ફરવા બી લઇ જતો નથી? ભાઇ! તારી આવી વર્તણુકનું કારણ શું?—"

"કારણ? કારણ એ છે, રોઝ, કે હવે હું મારાં ગમખ્વાર વિચારો સિવાય કોઇનોબી સાથ ખમી શકતો નથી. ઓ! જો બની શકતું હોય તો મારા વિચારોથી પણ હું કોઇ કોઇ વાર રૂખસદ લેવા ચાહું છું. મગર અફસોસ! તેમ બની શકતું નથી. રોઝ! મારી વ્હાલી બ્હેન! ગઇ રાતના બનાવ પછી મારે પુષ્કળ વિચાર કરવા જેવી સ્થિતિ ઉભી થઈ છે એમ તને નથી લાગતું? સ્હવારથી હું દીવાનાની પેઠે ભટકયા કરૂં છું—ખેતરોમાં ને ટેકરીઓમાં ભટકી ભટકીને જે આફતની ટેકરીપર હું ઉભો છું તે પરથી નીચે અંધારી ખાહીમાં મને પડતો બચાવી લેવાની મેં ખુદાની બંદગી કરી છે–"

"સીરીલ! સીરીલ! તું કઇ આફતની વાત કરે છે?—" ભયભરી નજરે તેના તરફ જોઇ હું બોલી.

"આપણે બધાજ પાયમાલી તરફ ધસી જતાં નથી?—" તે ઉશ્કેરાઇને બોલવા લાગ્યો: "તને એમ લાગે છે કે ગઇ રાતે

બાવાજી કંઇક દગાફટકાથી પૈસા મેળવવાની યુકિત રચતા હતા તેમાં તેવણને ફતેહ પણ મળે તો તેથી આપણી બધી મુશ્કેલીઓ દુર થઇ જશે ? આપણે માથે કંઇ એકજ લેણદાર થોડોજ છે ? એકને પતાવશું તો બીજા બાર એક પછી એક આવી ઉભા રહેશે ! ઓહ ! રોઝ ! આપણી સ્થિતિનો વિચાર કરવોજ ભયંકર છે.”

હું ગુપચુપ ઉભી રહી. કંઇબી સવાલ પુછીને મારા ભાઇની ઉશ્કેરાયલી લાગણીને વધુ ઉશ્કેરતાં મને ભય લાગ્યો. ગમીમાં ગીરફતાર થઇ એકબી બોલ બોલ્યા વિના તે મારી સાથે ધીમે ધીમે ડગલાં ભરતો ચાલવા લાગ્યો. અમે ઘેર આવ્યાં અને ત્યાં પેલાજ કંગાળ ઓરડામાં મારા પીદર દારૂની બાટલી ઉખેડતા જણાયા.

કેટલાક દિવસ પસાર થઇ ગયા. અઠવાડિયાનો અંત આવ્યો અને શનીવારે ટપાલમાં એક કાગજ આવ્યું. આ પત્રની મારા પિતા આતુરતાથી રાહ જોઇ રહયા હતા. ટપાલી બારણા તરફ આવતો નજરે પડતાંજ મારા પીદર તેની નજીક દોડી ગયા અને તેમણે ટપાલીના હાથમાંથી તે કાગજ ખુંચવી લીધું. તરતજ તેવણે પરબીડયું ખોલ્યું અને ઓહ ખુશાલી ! તેમાંથી એક સો પાઉંડની નોટ નીકળી.

“સો પાઉંડ ! ફતેહ ! ફતેહ ! સ્મીથસનનો હીસાબ ચુકતે !—”

પત્રમાં શું લખ્યું હતું તે જાણવાની તેમણે દરકાર કરી નહિ. મારી માતાને તેમણે તે પત્ર આપતાંજ તે તે અત્યંત આતુરતાથી વાંચવા લાગી. સીરીસે મારા તરફ અર્થ સુચક નજર ફેંકી મને

આંખની ઇસારતથી સમજાવી દીધું કે જે દગાબાજ યોજના રચવામાં આવી હતી તેનો અમલ થયો હતો અને તે ફતેહમંદીથી પાર પડી હતી. મારા માતપિતાએ ગમે તે જાતનો દગો કરીને આ સો પાઉંડની રકમ મેળવી હતી.

તરતજ મારા પિતા રીવરડેલ જવાને ઉપડી ગયા. હું દાસીને ઘરકામમાં મદદ કરવામાં રોકાઇ. સીરીલને હમણાં હમણાં બહાર ભટકવાની ટેવ પડી હતી પણ આજે બહાર જવાને બદલે તે મારી માતાના ઓરડામાંજ રહયો. કેટલાક કલાક પસાર થઇ ગયા. મધ્યાનકાળે સીરીલ હું જ્યાં કામ કરતી હતી ત્યાં આવ્યો અને મને જાણે કંઇ કહેવા માગતો હોય તેમ તેણે મને એક બાજુ આવવાનો ઇસારો કર્યો. તેના દેખાવમાં વિચિત્ર ગુસ્સો અને ગમખ્વાર નિશ્ચય હતાં. જાણે તે કોઇ ભયંકર કામ કરવાને તૈયાર થયો હોય એમ મને તેના દેખાવ પરથી લાગ્યું.

"ખુદાને ખાતર મને ના ટવળાવ, સીરીલ! શું છે? કંઇ નવી આફત આવી છે?–"

"નહિ. નવી આફત કંઇ નથી."

"ત્યારે શું છે?"

"એટલુંજ કે પેલી રાતે આપણે જે વાત અરધી પરધી સમજી હતી તેનો ભેદ હું શોધી લાવ્યો છું. રોઝ! અત્યાર આગમજની તું જાણે છે કે આપણા બાવા એક બદમાસ છે. હવે એક બીજી ભયંકર બાતમી સાંભળી લે. આપણી માતા તદન અપ્રમાણિક અને જુઠી છે–"

"સીરીલ! સીરીલ! તું શું બકેછ?" દુઃખથી ચીરાઇ જતી છાતીએ હું જેમ તેમ ગણગણી.

"હું સાચુંજ કહું છું. સાંભળ!–" તેના મ્હોપર બીહામણી લાગણીઓ છવાઇ ગઇઃ "હું આજે ઘેર શા માટે રહયો હતો તે તું જાણે છે? આજે સહવારે જે પત્ર આવ્યો હતો તે હું વાંચવા માગતો હતો. બાપજીએ તે કાગજ ઇઝીચેર પર પોતાની પીઠ પાછળ મુકયું હતું. તેવણ ઝોકા ખાવા લાગ્યા ત્યાંવેર હું ધીરજથી થોભ્યો અને પછી મેં તે કાગજ––"

"સીરીલ!––" હું તેની વાત સાંભળી ડઘાઇજ ગઇ.

"નોન્સેન્સ રોઝ! મને ઠપકો આપવાની કોશેષ ના કરતી. મેં દરેકેદરેક ચીજ જાણવાનો ઠરાવ કર્યો છે. આપણા માબાપ ખરું અથવા ખોટું જેબી કામ કરશે તે હવે હું જાણ્યા વિના રહેવાનો નથી. પેલી રાતે તેઓની વાતચીત સાંભળ્યા પછી આ કાગજ વાંચવામાં કંઇ ખોટું ન્હોતું–"

"એ બન્ને કામ ખોટાં હતાં, સીરીલ! મને ત્યાર પછી ઘણીજ દીલગીરી થઇછ–"

"તું આવી ટકટક જવા દે–રોઝ!–" અધીરાઇથી મારો ભાઇ વચ્ચે બોલી ઉઠયો.

"શું આંધળાની પેઠે આપણે આપણી પાયમાલી તરફ ધસ્યા જવું? જે ભયંકર અસર આપણી પાયમાલી નજીક લાવી રહી છે તે જોવામાં ને જાણવામાં શું થોડોક સંતોષ નથી?...હશે...જો,

હું હવે પેલા કાગજની વાત કરૂં. મેં તે વાંચ્યું. તે લેડી હેવરસ્ટોક ગયા મંગળવારે માયજીએ લખેલા કાગજના જવાબમાં લખ્યું છે. સો પાઉંડ લાવી આપનારી એ ફુંકડી દગલબાજી શું હતી તે તું કલ્પી શકેછ ?" તે ઘાતકી મશ્કરી કરતો હોય તેમ હસ્યો.

"નહિ–" નિરાશા અને અજાયબીની લાગણીથી હું બોલી.

"માયજીએ પોતાની બહેન લેડી હેવરસ્ટોકને લખ્યું હતું કે બાવાજી આ ફાની જેહાંન—"

"સીરીલ !..."

"હા–એ સાચી વાત છે. બાવાજી મરણ પામ્યાછ એમ એ કાગજમાં લખવામાં આવ્યું હતું. રોઝ ! તારી નજર સામે એક નિર્દય અને ઘાતકી મોહોરદારનો ચીતાર રજુ કર કે જે મોહોરદાર પોતાના હાથે પોતાના જીવતા ખાવિંદના મોતની જુઠી બીના વર્ણવી શકે છે ! આવી દુષ્ટ દગાબાજી કરનાર સ્ત્રીનો ખ્યાલ કર ! રોઝ ! એક સ્ત્રી પોતાના ખાવિંદનું અચાનક મરણ થવાથી આફતમાં આવી પડે છે–તેણી પાસે પૈસા નથી–મરણ ક્રિયાનો ખર્ચ કરવાની ગુંજાસ નથી–ઘર પર લેણદારો ટાંચ લાવવાની ધમકી આપી રહ્યા છે–એ કંગાળ ઘરમાં પડેલું તેના ખાવીંદનું શબ પણ કાયદાના તાબામાં છે–રોઝ ! આબાદ આવું વર્ણન આપણી માદરે કર્યું છે–"

"સીરીલ ! બસ કર, મારાથી આ વાત સંભળાતી નથી–" અને મને લાગ્યું કે હું બેહોશ થઇ જઇશ.

"એવી બચ્ચા સહી લાગણીને વશ ના થા." મારો હાથ જોસથી પકડી તે ભયંકર સ્વરે બોલ્યો. "આવી નાજુક લાગણીને

તાએ થઇ શ્રાવણ ભાદરવો વરસાવવા બેસવાની આપણી સ્થિતિ નથી. યાદ રાખજે રોઝ! આ વાતનો એક બોલ બી કોઇને જણાવતી ના."

આટલું કહી તે ત્યાંથી ચાલી ગયો. અમારા ઘરની પાછળના નાના બગીચામાં ઉપલી વાતચીત થઇ હતી. ત્યાંથી હું તેને અદબ વાળી, નીચું જોઇ, ધીમે પગલે ગંભીર વિચારમાં ગોથા ખાતો, ખેતરોમાંથી રસ્તો કાપતો જોઇ રહી. થોડીક મીનીટ હું બગીચામાંજ સંગેમરમરની જડ પુતળી જેવી ઉભી રહી. જે દુઃખી ખ્યાલો મારા જીગરને ચીરી નાખતા હતા તેની મારા દેખાવ પર અસર થયા વિના રહી નહિ. અમારી નોકરડીની સામે જવાની પણ મારામાં હિમ્મત રહી નહિ. ઓહ! મારી માતાએ આવી ભયંકર લુચ્ચાઇ કરી હતી—આવી નીચ દગલબાજી કરી હતી—એ વિચાર, એ ખ્યાલ, એ કલ્પનાજ અસહ્ય હતી. પેલું કાળી લીટીવાળું "નોટ પેપર" શા માટે લાવવામાં આવ્યું હતું તે હું હવે સમજી શકી. આ કંગાળ બનાવપર વિચાર કરતાં મને એવું દુઃખ થયું કે તે વખતે મેં મોતને ખુશીથી પસંદ કર્યું હોત. જેમ તેમ કંઇક શાંત થઇ હું ઘરમાં દાખલ થઇ. પણ મારી માતા પર નજર પડતાંજ મેં નજર ફેરવી લીધી અને અભરાઇ પરની ચોપડીઓ ગોઠવવાનો દેખાવ કર્યો. કારણ કે તેને જોતાંજ મારી લાગણી મારાથી છુપાવી શકાશે નહિ એવો મને ભય લાગ્યો હતો. અફસોસ! માદર અને પીદર જયારે ગુનેહગાર બને ત્યારે તેઓનાં નિર્દોષ બચ્ચાંઓને પણ શરમને લીધે નીચું જોવું પડે છે.

રીવરડેલથી મોડેથી મારા પીદર ઘેર પાછા ફર્યાં. તે આજે ખુશમીજાજમાં હતા. સ્મીથસનનું કરજ ચુકવવામાં આવ્યું હતું

અને હવે તેમને થોડાક વખતની શાંતી હતી. બીજો લેણદાર ટાંચ લાવવા તૈયાર થાય તે માટે એકાદ પખવાડીયાંનો વખત હતો. એ પખવાડીઆમાં મારા મનમાં કેવા કેવા વિચારો ઘોળાતા રહ્યા તેનું વર્ણન કરીને હું વાંચનારને કંટાળો આપવા માગતી નથી. એટલુંજ કહેવું પુરતું છે કે એક પખવાડીયું વહી ગયું અને એક વાર ફરીથી તે કંગાળ ઓરડામાં નવી આફત વિષે વિચાર કરવાને અમારી કુટુંબી કાઉન્સીલ ભેગી મળી. એ ઓરડાનો દેખાવ હું અગાઉ વર્ણવી ગઇ છું. આજે તેની સ્થિતિ લગભગ તેવીજ હતી. ફકત એકજ ફેરફાર થયો હતો અને તે એ કે મારા પીદર વધુ આઝાદ બન્યા હતા. દારૂનું પ્યાલું પોતાની પાછળના ટેબલપર રાખવા બદલે આજે તેમણે બરાબર સામેના ટેબલપર શરાબની બાટલી અને પ્યાલું ગોઠવ્યાં હતાં.

"વેલ! મારા પિતાએ કાઉન્સીલના કામકાજની શરૂઆત કરી: "આપણે ફરીથી પાર્લામેંટના રૂપમાં ભેગા મળ્યા છીએ—" જાણે અમારી બદનસીબી મશ્કરીનો વિષય હોય તેમ તેમણે જરાક હસીને આગળ ચલાવ્યું. "મુશ્કેલીનો તોડ શોધી કાઢવા સંબંધી વિચાર કરવાને આપણી કમીટી મળી છે. આવતી કાલે ૭૮ પાઉંડ માટે જોન્સે ટાંચ લાવવાની ધમકી આપી છે અને આપણી પાસે ૭૮ પેન્સ બી નથી—"

"મને લાગે છે કે તમારાં બધાં સાધનો ખુટી ગયાં છે અને હવે કોઇ ખેડુત પાસે તમારૂં લેણું બાકી રહ્યું નથી—" મારો ભાઇ ઠંડા ચાબખા મારતો બોલ્યો.

"આવી ટીકાથી તું શું કહેવા માગે છે—?" લાલ લાલ થઇ જઇ મારા પિતા બરાડયા. "તું એમ ધારે છે કે મેં વૉટસનને છેતર્યો છે ?—"

"હું એમ કહેતો નથી—" પહેલાના જેવીજ શાંતીથી સીરીલે જવાબ આપ્યો. "પણ ગામના બધા માણસો એમ કહે છે—"

"એ જુઠ્ઠા બદમાસો એવી વાત કરે છે તે હું જાણું છું. તારે એવી વાત માનવી નહિ—" કહી તેમણે પ્યાલામાં બાકી રહેલો દારૂ પેટમાં રેડી દીધો. જાણે શરાબની રેલમાં પોતે તણાઇ જઇને, સઘળી આફત ભુલી જવા માગતા હોયની તેમ।

"ને માયજી! તમારી પાસે પણ હવે કંઇ ઇલાજ નથી કે—?" સીરીલે પુછ્યું.

"આ છોકરો કહેવા શું માગેછ?" તીક્ષણ અવાજે ચીરડાઇને તેણી બોલી.

"હું એમ કહેવા માગુ છું કે થોડાક દિવસપર તમે કહ્યું હતું તેમ તમારાં બહેન લેડી હેવુરસ્ટોક આખરે કંઇક પીગળ્યાં લાગે છે. તેવણે ૧૦૦ પાઉંડ મોકલી આપ્યા તે પરથી મને લાગ્યું કે તમે કદાચ તેમની પાસેથી વધુ મેળવી શકશો..."

આ દેખાવ જોઇ મને અત્યંત દુઃખ થયું. મારા માતપિતા એકબીજા તરફ અર્થસુચક નજરે જોઇ રહ્યાં. સીરીલ જાણે કંઇ જાણુતોજ ન હોય તેમ બેદરકારીથી બેસી રહયો. લેડી હેવરસ્ટોક

સાથે થયલી લુચ્ચાઇ આ છોકરો જાણી ગયો હોય તે બનવાજોગ છે કે કેમ તે વિષે બન્ને વિચાર કરતાં હોય તેવાં જણાયાં.

"વેલ !—" મારા ભાઇએ ચુપકીદી તોડતાં કહ્યું. "હું માની લઉં છું કે બાવાજી પાસે હવે કંઇ સાધન નથી. ને માયજી ! તમે બી સાધન વિનાના છો અને તે છતાં આવતી કાલે ૭૮ પાઉંડ પગાર ભર્યા વિના છુટકોજ નથી. જો તેમ નહિં થાય તો આ બધું ફરનીચર લીલાંઊ થઇ જશે ને આપણે રસ્તે રખડતાં ભીખારી થઇશું. આવા સંજોગોમાં આ આફત ટાળવાની મારી વારી છે અને સારે નસિબે મારી પાસે આ વખતે એક સાધન પણ છે—"

"તારી પાસે સીરીલ ?" હું અજાયબીથી બોલી. મારાં માતપીતા ગંભીરતાથી સીરીલ તરફ સ્થિર નજરે જોઇ રહ્યાં. પણ સીરીલ એ આખો વખત અજબ જેવી શાંતિ ધારણ કરી રહયો હતો. તેની એ શાંતિ મને જ્વાલામુખીની શાંતિ કરતાં પણ વધુ ભયંકર જણાઇ.

"હા...." બેદરકારીથી ખુરશીપરથી ઉભો થઇ તે બોલ્યો. "સારે નસિબે મારી પાસે એક સાધન છે. રીવરડેલમાં હમણાંજ આવી વસેલા એક ગૃહસ્થ સાથે મને પીછાન થઇ છે. હું તેમને છેલ્લાં મળ્યો ત્યારે તેમણે ઇસારો કર્યો હતો કે આપણી આર્થીક મુશ્કેલીની તેમને ખબર છે અને જો જરૂર પડે તો તે એક મિત્રને થોડીક મદદ કરવાનો ઇનકાર કરશે નહિં. હું એ ગ્રહસ્થને આજે મળવા માગું છું—"

"હમણાં સીરીલ ? હમણાં નવ વાગ્યા—" મેં કહ્યું.

"તેની ચિંતા નહિં. રોઝ ! અજવાળી રાત છે. હું ચંદનીની મોજ ચાખતો મારા મિત્રને ત્યાં જઇ પહોંચીશ, રાતે મારી રાહ ના જોતા—"

"તારા મિત્રનું નામ શું ?"

"તેની તમારે પરપુછ કરવાની જરૂર નથી. તેમનું નામ આપી તમે તેને વારંવાર સતાવવા જાઓ તે હું પસંદ કરતો નથી. આજે હું તેની પાસેથી જે રકમ લાવીશ તે ભેટ જેવીજ ગણી લેજો. સ્હવારે નાસ્તાની વખતે હું પાછો ફરીશ ને મારા મીત્ર વિષેનો તારો મત ભુલભર્યો નહિ હોય તો હું ખાલી હાથે પાછો ફરવાનો નથી."

એટલું કહી રીરીલ તે ઓરડામાંથી ચાલી ગયો. તેનો દેખાવ જોઇ મારા મગજમાં અનેક ભયંકર કલ્પનાઓ આવી હતી. હું તેની પાછળ ગઇ. તે પોતાનો ડગલો અને હૅટ પહેરી બહાર ચાલી જવાની અણીપર હતો. તેનો હાથ પકડી, દયામણી નજરે મેં તેને કહ્યું: 'ભાઇ ! મારા વ્હાલા ભાઇ ! તારા બોલોએ આજે મને કેટલી ભય-ભીત કરી મુકી છે તેનો તને કદી પણ ખ્યાલ આવવાનો નથી. ઓહ ! આજે તારા મીત્રની વાત કરતી વખતે તારો ચેહેરો કેવો બીહામણો થઇ ગયો હતો ! હમણા પણ તારી આંખો કેવી વિચિત્ર જણાય છે ! જો હું તને ગેરઇનસાફ કરતી હોઉં તો મને માફ કરજે—પણ—પણ—તું તારા દોસ્તની જે વાત કરે છે તે શું સાચી છે ?"

"એ સાચી વાત છે, રોઝ !—" ધીમા સ્વરે તેણે જવાબ આપ્યો: "બાવાજીથી એનું નામ છુપાવવામાં મેં ડહાપણ વાપર્યું

છે તે તો તું બી કબુલ કરશે. હવે મને ખોટી ના કર. નહિં તો મારો મિત્ર બીછાને જાય તે પહેલાં હું તેને મળી શકીશ નહિ. ગુડનાઇટ !"

"ગુડનાઇટ–" હું ગણગણી.

તે ઘરમાંથી બહાર ગયો અને હું પેલા ઓરડામાં પાછી ગઇ. ત્યાં મારાં માતપીતા સીરીલના એ ભલા મિત્ર વિષે વાત કરી રહયાં હતાં. બન્નેએ સીરીલની વાત તદ્દન સાચી માની હતી. મને પણ હવે તે બાબે કંઇ શક રહયો ન્હોતો. મારા પ્યારા ભાઇએ મને ખાત્રી આપ્યા પછી હું તેનાપર શી રીતે શક લઇ જાઉં ? છતાં હું બીછાને ગઇ ત્યારે મારૂં મન મુઝાયું. મારા મગજમાં અસંખ્ય વિચારો આવવા લાગ્યા. કોઇ અણધારી આફતની આગાહી થતી હોયની તેમ મારૂં હૃદય બળવા લાગ્યું. થોડીકવાર સુધી મને ઉંઘ આવી નહિ અને જ્યારે નીદ્રા દેવી પ્રસન્ન થઇ ત્યારે તે મારે માટે કેટલાંક ભયંકર સ્વપ્નાં લેતી આવી. પરોઢીઆ સુધી હું બીહામણાં સ્વપ્નાં જોતી રહી. મેં રાત પુરી કરી. હું જાગી ત્યારે થોડુંક અંધારૂં હતું. નવેમ્બર મહિનો ચાલતો હતો. હું આજે ઘણીજ વહેલી ઉઠી હતી. પણ મને પાછું બીછાને જવાનું ગમ્યું નહિ. હું દાદર ઉતરી નીચે ગઇ અને તેજ વખતે સીરીલ ઘરમાં દાખલ થયો. તે તદન ફીકકો પડી ગયો હતો. તેની આંખો લાલ હતી. જાણે આખી રાત એક બી મટકું માર્યા વિના તે કોઇ જગાએ બેસી રહયો હોયની એવો તેનો દેખાવ હતો. મને જોઇ તે હસ્યો પણ એ હાસ્ય બનાવટી હતું. હું તેને જોઇ દુઃખી થઇ.

"તારી તબીયત સારી છે, સીરીલ!—" મેં ચિંતાતુર થઇ પૂછ્યું.

"તું ગભરા ના રોઝ! ખરી વાત છે કે મારી તબીયત બરાબર નથી. વાત એમ બની કે મારા મિત્રે મને રાત્રે પોતાની સાથે દારૂ પીવાની અરજ કરી અને મારે તેની મહેરબાની માગવાની હોવાથી હું ના પાડી શકયો નહિ. તું જાણે છે કે હું વધુ પીતો નથી. ગઇ રાતે મારાથી જરા વધુ દારૂ પીવાયો એટલે મારૂં માથું ચઢી આવ્યું છે—"

"કંઇ ફીકર નહિ-હું હમણાં તારે માટે ચ્હા બનાવી લાવું——"

"વારૂં-તેટલાં હું મારાં કાદવથી ખરડાયલાં બુટ કાઢી નાખું. રૂતુ એવી બદલાઇ ગઇછે રોઝ! આખી રાત ધીમો ધીમો વરસાદ પડયો હતો એટલે આખે રસ્તે કાદવ કાદવ થઇ રહયો છે.....જરા ઉભી રહે, રોઝ! હું જે કામ માટે ગયો હતો તેનું પરિણામ જાણવાને તું આતુર હશે. વેલ, હું ૮૦ પૌંડ લાવ્યો છું એટલે આજની બલા તો દુર થઇ જશે. બીજી વાર શું થશે તે ખુદા જાણે-"

તે તેના ઓરડામાં ગયો. હું નાસ્તાની તૈયારી કરવા લાગી. એટલામાં મારા પીતા ત્યાં આવ્યા. તેમણે સીરીલનો અવાજ સાંભળ્યો હતો તેથી તે શું લઇ આવ્યો તે વિષે તેમણે મને પહેલો સવાલ કર્યો. મેં સીરીલ જે રકમ લાવ્યો હતો તે કહયું. તેમનો ચહેરો એ હકીકત સાંભળી ખીલી ગયો અને હસતા હસતા તેમણે કહ્યું:

"સીરીલ એ ભલા ગૃહસ્થનું નામ મને કહે તો સારૂં ! હું જાતે તેમનો આભાર માનવા ચાહું છું."

મેં કંઇ જવાબ ન વાળ્યો. જવાબ આપવા જેવું હું કંઇ જાણુતી નહોતી. તેથી હું મારી માતાને ઉંચકવામાં નોકરડીને મદદ કરવા ગઇ. સીરીલ થોડીવારમાં પોતાના ઓરડામાંથી બહાર આવ્યો અને નાસ્તો લીધા પછી તેણે ૮૦ પૌંડ બહાર કાઢયા. તે લઇ મારા પીતા તરતજ રીવરડેલ જવાને ઉપડી ગયા કારણ કે આજે ટાંચ આવવાનો ભય હતો. તેમને ગયાને કલાકેક ન થયો એટલામાં એક ગાડી અમારા ઘર આગળ આવી ઉભી રહી ને તેમાંથી બે માણુસો ઉતર્યા.

તેઓ શા માટે આવ્યા હતા તે તરતજ જણુાઇ ગયું. તેઓ શેરીફના માણુસો હતા અને ૫૭ પૌંડની એક બીજી રકમ માટે તેઓ ટાંચ લઇ આવ્યા હતા. આ રકમ મારા પિતાના ખ્યાલમાંજ રહી ન્હોતી. અદાલતમાં મામલો જવાની અમને ખબર હતી પણુ મારા પીદરે અમને સમજાવ્યું હતું કે ટાંચ આવતાં હજુ ત્રણુ અઠ-વાડિયા વહી જશે. હવે અમને માલુમ પડયું કે મારા પિતાને કાય-દાની ચુંગાલમાંથી બચાવવા માટે રોકેલા રીવરડેલના વકીલની ગફલતીથી આ કેસનો ચુકાદો આવી ગયો હતો અને તેઓ બીજું કરજ ચુકવવા માટે રીવરેડેલના રસ્તાપર હતા તેટલાં આ જપ-તીની આફત આવી પડી હતી. અમારી પાસે પૈસા ન્હોતા એટલે શેરીફનો અમલદાર પોતાના માણુસોને અમારા ઘર આગળ રાખી ચાલી ગયો.

આ એક ભયંકર આફત હતી. એ આફતને કેમ પુગી વળવું? અમારી પાસે ૫૭ પૌંડને બદલે પાંચ પેની પણ ન્હોતી. મારી માતાની નિરાશાનો પાર રહ્યો નહિં. સીરીલની ગંભીરતા ઔર વધી પડી. અદબ વાળી, ભયંકરમાં ભયંકર વિચાર કરતો તે ખુરશીપર બેસી રહ્યો. હું દુઃખ અને ભયથી એવી મુઝાઇ ગઈ કે શું કરવું તે મને સુઝયુંજ નહિં. જે કમનસીબ ઘરપર કાયદાના દુતો આવી બેઠા હતા ત્યાંથી ન્હાસી જાઉં? એમ થવા છતાં મને ઘેર રહેવાની ફરજ પડી. કારણ કે મારી માતાની સ્થિતિ અતિશય કરૂણાજનક થઇ પડી હતી.

હમેશની પેઠે દારૂ પી મારા પિતા પાછલા પહોરે પાછા ફર્યા. શેરીફના માણસોને જોતાંજ તેમનો નીશો ઉતરી ગયો. આ બનાવની તેમનાપર આવી અસર થશે એવી મારી ધારણા ન્હોતી. આવી ગજબનાક કંગાલ્યતમાં પણ તે છેકજ નિર્લજ્જ થઈ નથી ગયા તે જોઇ મારા દીલને જરા રાહત મળી. પણ હવે કરવું શું? બારણે બેઠેલા જમદુતોને પાછા કેમ વાળવા? એ લોકો થોડાક દિવસ સુધી ઘરપર નજર રાખશે અને પછી જો નાણું ન ચુકવાય તો ફરનીચર વેચી નાણું વસુલ કરશે. મારા ભાઇને કાંઇ ઉપાય જડયો નહિં. તે તદ્દન ગંભીર અને શોકજનક ચેહેરે બેસી રહ્યો. મારા પીદરે સીરીલને તેના નવા મિત્રની ફરીથી મદદ માગવા જવાની સલાહ આપી પણ સીરીલે ભયંકર રીતે ડોકું ધુણાવી ના પાડી.

કેટલાક દિવસ વહી ગયા. અમે કરજ ભરપાઇ કરવાને કંઇજ કરી શકયાં નહિં. કંઇ થઇ શકે તેમ હતુંજ નહિં. અમારી

સમ્પૂર્ણ પાયમાલી તદ્દન નજીક આવી ઉભી હતી. જે કલંક, જે નાલેશી અને જે અપમાનના અમે ભોગ થઇ પડયાં હતાં તે માટે સીરીલને સૌથી વધુ લાગતું હતું એમ મને લાગ્યું, તેની છાતી ચીરાઇ ગઇ હોય, હિમ્મત તુટી ગઇ હોય અને ભવિષ્યમાં કંઇપણ આશા ન હોય તેમ તે વ્હીલે મોઢે ગંભીર થઇ બેસી રહેતો હતો. થોડાજ દિવસમાં તે કંગાળ, હતાશ અને જાણે કોઇ ભુતે ભખી ખાધો હોયની તેવો થઇ ગયો. બારણે જરા પણ અવાજ થતો કે તરતજ તે ભયથી થરથરી બારી આગળ જઇ કોણુ આવ્યું છે તે જોવા દોડી જતો.

"ગરીબ બિચારો સીરીલ! એ દરેક પળે નવી આફતની રાહ જુએ છે! અને તેમાં નવાઇ પણ શું છે? અમારી સ્થિતિજ એવી કંગાળ છે—" હું સીરીલને જોઇ મનમાં વિચાર કરતી.

આખરે શેરીફનો અમલદાર આવ્યો. તેની સાથે લીલાંઉવાળાનો માણસ હતો. તેઓએ સઘળી વસ્તુઓની નોંધ કરી. આવતી કાલે સઘળી ચીજોનું લીલાંઉ કરવાનું નક્કી થયું. અમારી કંગાલ્યતની હવે હદ આવી ગઇ.

જ્યારથી જપતી આવી ત્યારથી હું ઘરમાંથી બહાર નીકળી ન્હોતી કેમકે એ વાત આખા ગામમાં જાહેર થઇ ગઇ હશે એ હું જાણુતી હતી. શરમને લીધે હું બહાર જવાની હિમ્મત કરી શકી ન્હોતી. પણ હવે શેરીફના અમલદારે લીલાંઉ માટે કરેલી તૈયારી જોઇને મારી હિમ્મત તુટી ગઇ. ભયંકર નિરાશાને લીધે હું પાગલ થઈ જઇશ એવો મને ભય લાગ્યો. મારૂં માથું ઘુમવા લાગ્યું. જરા

બહાર જઈ તાજી હવામાં ફરવાથી મને કંઇક આરામ મળશે એવો મેં વિચાર કર્યો. ઋતુ ખુશનુમા હતી, સીરીલને સાથે આવવાની મેં અરજ કરી પણ તેણે ચોકખી ના પાડી. એટલે હું એકલીજ બહાર ફરવા ગઇ.

ગામમાંથી ઉતાવળી ઉતાવળી હું એક નાની ગલીમાંથી ચાલી જતી હતી. એજ પળે મારી પાછળ કોઇનાં પગલાં સંભળા ત્યાં. મારો ભાઇ સીરીલ આવતો હશે એમ ધારી મેં પાછું જોયું તો સીરીલને બદલે કોઇ બીજોજ સખ્શ જણાયો. તે હોરેસ રોકીંગ હામનો નોકર હતો. હૅાથોર્ન હોલની પારટી વખતે મેં તેને જોયો હતો. તેની ઉમ્મર આશરે ત્રીસ વર્ષની હતી, તેનો બહારનો દેખાવ સ્વચ્છ હતો. છતાં તેનો ચેહેરો મને કદી પણ ગમ્યો ન્હતો. તેનું વર્તન અને તેની રીતભાત માનભર્યાં હતાં, છતાં તેમાં દંભની અસર હતી અને તેથી તેનું દીલ પાક ન્હોતું એવી મારી માન્યતા બંધાઇ હતી. તેની આંખમાં પણ કંઇક ખરાબ ભાવ હતા. તેને જોતાંજ મને લાગ્યું કે તે તેના શેઠ હોરેસ રોકીંગ-હામ તરફથી કંઇ સંદેશો યા ચીઠ્ઠી લાવ્યો હશે. એ બદમાસ હજુ પણ મારો પીછો છોડતો નથી એ ખ્યાલથી મને ગુસ્સો ઉપજ્યો અને હું ઝડપથી આગળ ચાલવા લાગી. પણ પેલા સખ્શે મને પકડી પાડી અને હૅટ નમાવી તે બોલ્યો.

"માફ કરજો, મીસ લામ્બર્ટ! મારે તમને એક ચીઠ્ઠી—"

"ચીઠ્ઠી? કોની?"

"મી૦ હોરેસની..." કહી તેણે એક ચીઠ્ઠી બહાર કાઢી.

"મી૦ હોરેસ રોકીંગહામ આમ છુપી રીતે મારા પર ચીઠ્ઠી મોકલવાની હિમ્મત કરે?" હું, ખરેખર, અતિશય ગુસ્સે થઇ બોલી.

"મને માફ કરો, મીસ! હું તો ચીઠ્ઠીનો ચાકર છું. મારે જે કહેવાનું છે તે મહેરબાની કરી સાંભળી લો. એ ઘણીજ અગત્યની વાત છે એમ મી૦ હોરેસે મને કહ્યું હતું."

"બોલ—" એક જંગલી આશાથી મારી છાતી ધ્રુજવા લાગી. કદાચ હોરેસે આખરે મારી સાથે શાદી કરવાનું પણ કબુલ કર્યુ હોય! કદાચ તેણે પોતાની કાકલુદીથી પોતાના પીદરની મંજુરી બી મેળવી હોય! આ વિચાર આવતાંજ મારૂં જીગર આશાથી ઉછળી રહ્યું. ગરીબોના કંગાળ "વર્ક હાઉસ"માં જઇ પડવા જેવી અમારી સ્થિતિ હતી. એવી વખતે હું ડુબી મરતો માણસ ફીણને વળગે તેમ ભળતીજ આશાને વળગી.

"મી૦ હોરેસે આ ચીઠ્ઠી તમને હાથો હાથ એકાંતમાં આપવાની મને સખત તાકીદ કરીછ—" તે નોકર બોલ્યો; "કેટલાક દિવસથી હું એવી તક શોધતો હતો અને આજે મને એ તક મળી છે, મીસ લામ્બર્ટ! મહેરબાની કરી આ ચીઠ્ઠી વાંચો. તે ઘણીજ અગત્યની છે."

"લાવ—" હું શું બોલું છું યા શું કરૂં છું તે જાણ્યા વિનાજ મેં તે ચીઠ્ઠી લીધી. હું બેએક કદમ આગળ ચાલી-વળી પાછી અટકી અને પેલી ચીઠ્ઠી વાંચવા લાગી:

"કંઇક એવો બનાવ બન્યો છે કે જેથી મારે તમારી સાથે પાંચ મીની વાતચીત કરવાની અનિવાર્ય જરૂર છે. આ

બનાવ શું છે તે હું અહિં લખવા માંગતો નથી. જ્યારે તમે મને મળશો ત્યારે એવી સાવચેતી રાખવા માટે તમે મારો ખરાં જીગરથી આભાર માનશો. તમારી મુલાકાત લેવા માટે હું આ એક ખોટું બહાનું બતાવું છું એમ ના માનતાં. ખુદાના કસમથી હું કહું છું કે હું જે વાતનો ઇસારો કરૂં છું તે તમારે માટે તથા તમારા કુટુંબ માટે અત્યંત અગત્યની છે. જો તમે આ ચીઠ્ઠીને ધીક્કારથી ફેંકી દેશો તો તે માટે તમને અત્યંત પસ્તાવું પડશે. આ ચીઠ્ઠી હું મારા નોકર ટેરેન્સની સાથે મોકલું છું તે જોઇ તમને જરા ગુસ્સો ઉપજશે. પણ ખરી વાત એ છે કે એ તદન વિશ્વાસપાત્ર છે અને બીજું એ કે તમને એકાંતમાં મળવા માટે હું આખા ગામમાં તમારી આસપાસ રખડયા કરૂં તે તમારે માટે સલામતીભર્યું નથી.

તમારે માટે અને તમારા વ્હાલાંઓને માટે હું તમને ફરીથી અરજ કરૂં છું કે મને થોડીક મીનીટ જરૂર મળજો. તમે કહેશો ત્યાં, તમે કહેશો તે ઘડીએ હું હાજર રહીશ. યાદ રાખજો કે મામલો ગંભીર છે.

હો૦ રો."

•

આ ચીઠ્ઠી વાંચી હું તદન મુઝાઇ ગઇ. જે જંગલી આશા મારા દીલમાં ઉદભવી હતી તેને તે ચોક્કસ દરજ્જે ટેકો આપનારી હતી પણ તે સાથેજ તેમાં કંઇક એવું બીહામણું તત્વ હતું કે હું થરથર ધ્રુજી ગઇ. તેની ભાષા ધમકીભરી અને હુકમદર્શક હતી.

મને લાગ્યું કે પ્રેમની યાચના કરનાર આવી ભાષા વાપરતા નથી. મેં બીજી વાર તે ચીઠ્ઠી પર નજર ફેરવી. ભુતકાળની તેની નિર્લજ્જ વર્તણુક સુધારવા માટે તેણે માગેલી તક આપવાની મેં ઉધ્ધતાઇથી ના પાડી એવું તેને કહેવાનો વખત ન આવે તે માટે તેને મળવાની મને ઇચ્છા થઇ. મારા કુટુંબની કંગાલ્યત મારી છાતી ચીરી નાખતી હતી. મેં વધુ વિચાર ન કરતાં તેને મળવાનો ઠરાવ કર્યો. હમણાં બે વાગ્યા હતા એટલે આજે તેને મળી શકાય તેમ ન્હોતું. હોથોર્ન હૉલ સુધી નોકર મારો સંદેશો લઇ જાય ને હોરેસ મને મળવા આવે તેટલાં સાંજ પડી જાય તેમ હતું. નવેમ્બર માસમાં સુર્યાસ્ત વહેલો થાય છે તેથી સાંજની વખતે, અંધારામાં હું હોરેસને છુપી રીતે મળવા જાઉં એ બનવાજોગજ ન્હોતું.

"ટેરેન્સ!–" મેં થોડોક વિચાર કરી હોરેસના નોકરને કહ્યું "તારા શેઠને કહેજે કે આવતી કાલે બપોરે બાર વાગે હું આજ ગલીના નાકાપર તેમને મળીશ. આ ગલીનું નાકું તેં જોયું છે ને? અહિંથી તે લગભગ અડધો માઇલ દુર છે..."

"જેવો તમારો હુકમ મીસ લામ્બર્ટ! હું મારા શેઠને તમારો સંદેશો બરાબર પુગાડીશ–" તેણે માનપુર્વક જવાબ આપ્યો અને મને નમન કરી તે ત્યાંથી ચાલી ગયો.

# પ્રકરણ ૧૮ મું.

——:૦:——

## "તારૂં કાળું કર."

હોરેસે મારાપર જ ચીઠ્ઠી મોકલી હતી અને તેને મળવાનું મેં જે વચન આપ્યું હતું તે વિષે ઘેર આવીને મેં કોઇને એક બોલ પણ કહયો નહિ. મારા જીગરમાં આશા હતી પણ તે આશાની લાગણી મેં મારા મ્હોંપર જણાવા દીધી નહિ. જે આશા ભયંકર નિરાશામાં ફેરવાઇ જવાનો સંભવ હતો તેવી આશા દર્શાવી હું મારા માબાપ તથા પ્યારા ભાઇને મીથ્યા માયામાં નાખવા ચાહતી ન્હોતી. જેમ જેમ કલાકો પસાર થતા ગયા તેમ તેમ મારી પોતાની આશા પણ નબળી થતી ગઇ. દુનીઆના પ્રપંચો અને કાવાદાવાના કડવા અનુભવે મને અવિશ્વાસુ અને શંકાશીલ બનાવી દીધી હતી. કેટલીક વાર મેં હોરેસને મળવાનું કબુલ કર્યું તે માટે મને દીલગીરી પણ થઇ. હોરેસ રોકીંગહામનો વિચાર મારા પિતાનું કરજ ચુકવવાની સરતે પોતાની નીચ માગણી નવેસરથી તાજી કરવાનો પણ હોય એવો વિચાર આવતાં મને ઘણુંજ દુઃખ થયું. મારી મુઝવણ વધી—મારી આશા ઝાંખી થતી ગઇ અને અસ્થિર મને હું બિછાને ગઇ. અત્યંત ગમગીન વિચારોમાં કલાકો પસાર થયા પછી મારી આંખ કંઇક મળી અને સ્હવાર થઇ ત્યારે હું જે આશાને વળગી રહી હતી તેનું ફકત એકજ ઝાંખું કિરણ મારા દીલમાં કાયમ રહ્યું હતું.

મારી અશાંતિનો પાર ન્હોતો. આજે અમારા સરસામાનનું લીલાઉથી વેચાણ થનાર હતું. આજનો દિવસ કેમ જશે? અમારૂં

ફરનીચર ચાલ્યું જશે, અમારાં બીછાનાં પારકાનાં ઘર શોભાવશે. અરે ! મારી અપંગ માતાને આરામ લેવાની જગા પણ ચાલી જશે. એટલુંજ નહી પણ અમને જોઇને ગામના સઘળા માણસો તુચ્છકારથી અમારા તરફ આંગળી કરશે ! કંગાળયતની ભયંકર છાયા અમને ચારે તરફથી ફરી વળી હતી. આજે સુર્યાસ્ત થતાં અમે રસ્તે રવડતાં ભીખારી થઇશું કે કુદરતના કોઇક અજબ ચમત્કારથી અમારી આબરૂ બચાવી શકીશું ? હોરેસ રોકીગહામ મારા પરના પ્રેમને લીધે હવે માનભરી શાદીના ગાંઠથી મને પોતાની પત્ની બનાવવાને તૈયાર થયો હશે ? તેણે પોતાની આજીજી અને કાકલુદીથી પોતાના શ્રીમંત પીદરની મંજુરી મેળવી હશે ? આહ ! જો એમ થયું હોય તો હું કેવી સુખી થાઉં ! પણ જો એમ હોય તો એ બીના તેણે પોતાના પત્રમાં સ્પષ્ટ કેમ લખી ન્હોતી ? શા માટે તેણે ભેદ ભર્યા શબ્દોમાં એ ચીઠ્ઠી લખી હશે ? જે અગત્યની બીના વિષે તે મારી સાથે વાત કરવાનો હતો તે શું હશે ? તેણે અત્યંત સંભાળથી, કોઇને માલુમ ન પડે એવી રીતે પેલી ચીઠ્ઠી મોકલી હતી અને એવી સાવચેતી રાખવા માટે હું તેનો ખરાં જીગરથી આભાર માનીશ એમ પણ લખ્યું હતું. આ બધા ગોટાળાનો અર્થ શો ? હું જેમ જેમ વિચાર કરવા લાગી તેમ તેમ મારી મુઝવણ વધતી ગઇ અને તે સાથે મારા જીગરની વેદના પણ વધી.

નાસ્તાનો વખત થયો. હું નીચે ગઇ. મારા માતપિતા તથા ભાઇના મ્હોપર શોકની શીહા વાદળી છવાયલી હતી. સઘળા ગમીમાં ગીરફતાર થયલાં હતાં. નાસ્તાના ટેબલપર અમે નહિ જેવીજ વાત

રી. એક બીજાના મ્હો જોઇ નિસાસો મુકતા નાસ્તો પુરો થયો.
રેસ રોકીંગહામે મારી ખુબસુરતીપર પાગલ થઇ મારૂં અપમાન
યું હતું—મેં તેને ધિક્કારી કાઢયો હતો—છતાં તેણે ગઇ કાલે મારાપર
ખાનગી ચીઠ્ઠી મોકલી હતી અને મેં તેને મળવાનું વચન આપ્યું
તું—એ બધી વાત મારા માતપીતાને કહી દઇ તેમની સલાહ
લેવાને મારૂં હૃદય તરફડી રહયું. પણ હું એ બાબે એક બોલ પણ
બોલી શકી નહિં. મારા દુઃખી ભાઇને મારી શરમભરી કથા કહીને હું
રોવાનો કરવા માગતી ન્હોતી. મારી માંદી માતાના કોમળ જીગરને
હું ભયંકર નિરાશાના ઘાથી ચગદી નાખવા ચાહતી ન્હોતી. હોરેસ
સાથની મારી મુલાકાત વખતે તે ફરીથી મારૂ અપમાન કરે તો
સીરીલ તે ગુપચુપ સાંખી લે એવો સંભવ ન્હોતો. સઘળા સંજોગોનો
વિચાર કરતાં ચુપકીદી અખત્યાર કરવામાંજ મને ડહાપણ જણાયું
અને મેં એ બાબે જરા બી સંસારો કર્યો નહિ.

દશ વાગે લીલાંઉવાળો આવ્યો. મારા પિતાના કરજના બીલો
બારીપર ચોંટાડવામાં આવ્યા હતા. રીવરડેલથી ફરનીચરના વેપારીઓ
ગાડીમાં બેસી આવ્યા અને એક ગરીબ અને કંગાળ કુટુંબની
પાયમાલીનો તમાસો જોવાને ગામના કેટલાક માણસો અમારા ઘરની
પાસે ભેગા થયા. લીલાંઉ અગીઆર વાગે શરૂ થવાનું હતું. અગીઆર
વાગવાને થોડીક મીનીટ રહી એટલે સીરીલ અચાનક ઉભો થયો—માથે
હાથ મુકી અને "યા ખુદા! મારાથી આ જોવાતું નથી." કહી તે
ઘરના પાછળના બાગમાં ચાલી ગયો. મારી માતા પોતાના સૂવાના
ઓરડામાં પડી રહી હતી અને હું પણ ત્યાંજ હતી. મારા પિતા

પાગલની પેઠે એક ઓરડામાંથી બીજા ઓરડામાં આંટા મારતા હતા. કેટલીકવાર તે દીવાનાની પેઠે ભયંકર કટાક્ષથી હસતા–કેટલીક વાર દુઃખી થતા ને કોઇકવાર ધીમાં ડુસકાં ભરતા.

ઓરડામાં લીલાંઉ શરૂ થયું. લીલાંઉવાળાનો અવાજ મારી માતાના ઓરડામાં સંભળાયો. અફસોસ! મારી બીમાર માતાની આંખમાંથી દડદડ આંસુ સરી પડયાં. એ વ્હાલી માદરના ગાલપર અશ્રુની ધારા જોતાંજ જે નીચ દગો તેણે કર્યો હતો તે હું ભુલી ગઇ–તેને માટેના ખોટા ખ્યાલો હું ભુલી ગઇ–બચપણમાં જે અસાધારણ વ્હાલથી તેણે મને પાળી પોષી હતી તેની મને યાદ આવી અને હું એ વ્હાલી માને દીલાસો દેવા લાગી. પણ નહિ. આવી વખતે દીલાસાથી શાંતિ મળતી નથી. તે વધુને વધુ રડવા લાગી. મારા પિતા ત્યાં આવ્યા. તે પણ બાળકની પેઠે રોવા લાગ્યા. મારાથી એ કરૂણ દેખાવ ન જોવાયો. હું ઓરડામાંથી બહાર નીકળી ગઇ. ઘડીઆળમા બારના ટકોરા થવાને વીશ મીનીટની વાર હતી. હું એકદમ મારા ઓરડામાં ગઇ અને શાલ ઓઢી ઘરમાંથી બહાર નીકળી ગઇ.

"હોરેસ શું કહેવા માગે છે તે સાંભળી તો લઉં!–" રસ્તે જતાં ડુબતા માણસ પ્રેણુને વળગે તેમ હું વિચાર કરવા લાગી: "જો તે માનભરી શાદીની માગણી કરશે તો હું તે સ્વીકારીશ–જો તે મારૂં ફરીથી અપમાન કરશે તો હું તેને તરછોડી કાઢીશ. મારૂં અપમાન કરતાં જો તે મારા જીગર પર તાજો ઘા કરશે તોપણ શું? આજે અમારી કંગાળ્યતનો પાર નથી. અમે તદ્દન પાયમાલ

થઇ ગયાં છીએ. આવી સીતમગર મુફલસીમાં સબડનારા નાચીઝોને દુનિયા ન સતાવે તો પછી એ દુનિયા શાની ?.......”

જે ગલીમાં મારે જવાનું હતું તે ગલી આવી. મારો ભાઇ સીરીલ પાછળ આવે છે કે કેમ તે જાણુવા માટે મેં પાછળ નજર ફેંકી. સદભાગ્યે મારી પાછળ કોઇ ન્હોતું. હું ઝડપી પગલાં ભરી ચાલવા લાગી ને ગામના દેવળના ઘડીઆળમાં બારના ટકોરા થતાંજ હું ધારેલે ઠેકાણે જઇ ઉભી. હોરેસ રોકીંગહામ મારી રાહ જોતો ત્યાં ઉભો હતો ત્યાંથી બસોએક વારને છેટે તેની સુંદર ગાડી ઉભી હતી અને બોક્ષપર કોચમેન બેઠો હતો. તે જુવાનની લાગણી તેના મ્હોપરના ભાવથી જાણુવાનો મેં પ્રયત્ન કર્યો પણ હું તેમાં ફતેહ પામી નહિ. તેના વદનપર—તેની આંખોમાં શાંત મક્કમતા સિવાય કંઇ બી લાગણી હું જોઇ શકી નહિ. તેનો દેખાવ અગાઉના કરતા આજે જરા વધુ મરદાના હતો. હું પોતે તો તદન ગભરાયલી હતી. શાંત રહેવાની મેં ઘણી કોશેષ કરી પણ હું એટલી બધી અસ્થિર થઇ ગઇ હતી કે મારી મુઝવણ અને ઉશ્કેરાટભરી લાગણી હું છુપાવી શકી નહિ.

“મીસ લામ્બર્ટ,” હોરેસ મને શેકહેંડ કરવા માટે હાથ લંબાવ્યા વિના ઠંડી લાગણીથી બોલ્યો. તેના બોલવાના લહેકામાં સાચા આશકનો ઉત્સાહ ન્હોતો તેમ બદમાસ હવસીની ઉદ્ધતાઇ પણ ન્હોતીઃ “તમે મને મળવા આવ્યાં તે ઠીક થયું. હું નકામી વાતચીતમાં વખત ગાળવા માગતો નથી. મારે તમને એક ટુંકી વાત કહેવાની છે અને તે સાંભળી લેવાની હું તમને અરજ કરૂં છું. ત્યાર પછી શું કરવું તે આપણે સહેલાઇથી નક્કી કરી શકીશું.”

તે એક પળ થોભ્યો. હું એક શબ્દ પણ બોલી નહિ. કુંરમ ક્રુર શંકાથી હું ધ્રુજી રહી હતી. આશા અને ભયની ભેગી લાગણી અને ધ્રુજાવી રહી હતી પણ તેમાં ભયનું પ્રમાણ વધારે હતું.

"થોડાક દિવસની વાતપર રીવરેડેલના બેન્કર મી૦ પેમ્બ્રોકે મને ખાણાપર નોતર્યો હતો......" સત્તાદર્શક દમામથી તે બોલવા લાગ્યો: "મેં તેમનું આમંત્રણ સ્વીકાર્યું. મારા પિતાની તબીયત ઠીક નહિ હોવાથી મારે એકલાનેજ ખાણાંપર જવું પડયું હતું. આકાશ સ્વચ્છ હતું. તારાઓ ઝગઝગી રહ્યા હતા. ચંદ્રનો પ્રકાશ આંખને ટાઢક આપતો હતો. એ વખતે સામે ઉભેલી ફૈટનમાં બેસી હું મી૦ પેમ્બ્રોકને ઘેર જવા ઉપડયો. જે કોચમેન આજે કોચબોક્ષપર બેઠો હતો તેજ તે દિવસે પણ મારી સાથે આવ્યો હતો. અમે રાતે લગભગ ૧૧-૧૧॥ વાગે રીવરડેલથી ઘેર આવવા નીકળ્યા. તમને કદાચ ખબર હશે કે રસ્તામાં એક માર્ગ એવો આવે છે કે જેની બન્ને બાજુએ ઉંચી ઉંચી ભેખડો આવેલી છે. એ એકાંત-અંધારી જગામાં અમારી ગાડી અચાનક એક ખેડુતના પોષાકમાં સજ્જ થયલા શખ્સે અટકાવી. તેના મ્હોપર કાળો બુરખો હતો. જીવપર આવીને તેણે કોચમેનના માથાપર લાકડીનો ઘા કરી તેને તેની બેઠક પરથી નીચે તોડી પાડયો. આંખના પલકારામાં તે બદમાસ મારાપર હુમલો કરવા આવ્યો. હું તેના સામે ટક્કર ઝીલી શકયો નહિં. તમે જાણો છો, મી૦ લામ્બર્ટ! કે હું નો એક નાહાન "છોકરો" છું." આ વાકય બોલતાં તેનો સ્વર કટાક્ષવાળો થયો: "છેલ્લે પાટલે બેઠેલા એક મજબુત માણુસ સામે એક છોક-

રાનું જોર કેટલું ? મેં લાચારીથી તેને મારી પર્સ આપી દીધી. પર્સમાં સારી જેવી રકમ હતી. ને લઇ એ લુંટારો પવનની પેઠે ત્યાંથી ઉડી ગયો. આ બનાવ જોત જોતામાં બની ગયો. અમારા ઉશ્કેરાટનો પાર ન્હોતો. એ બદમાશે ખેડુતનો પોષાક પહેરી પોતાનું મ્હો બુરખાથી ઢાંકી લીધું હતું. છતાં—છતાં—મીસ લામ્બર્ટ, હું તેને પીછાની શકયો હતો. હા—મીસ લામ્બર્ટ, હું અને તમે બન્ને એ ચોરને ઓળખીએ છીએ. એ તમારો ભાઇ સીરીલ પોતે હતો—"

"ઓ ખુદા !—" હું મનમાં પટપટી. અચાનક મારી આંખે અંધારા આવ્યાં અને હું બેભાન થઇ નીચે પટકાઇ પડવાની અણીપર હતી એવામાં હોરેસે મને એવા જોસથી પકડી કે એકદમ ચમકીને હું ભાનમાં આવી.

"તમારી લાગણી પર બને તેટલો કાબુ રાખો—" હોરેસે મને પડતી અટકાવ્યા પછી પાછું ચલાવ્યું: "મારી કહાણીનો હવે અંત આવ્યો છે."

આ વખતે તેણે મારી કમ્મર પરથી પોતાનો હાથ ખસેડી લીધો અને અમે ફરીથી એક બીજાની સામા ઉભાં રહ્યાં. તેના મ્હોપર દુષ્ટ ફતેહનું ભયંકર તેજ હતું. મારો ચહેરો આ હેબતનાક વાત સાંભળી મોત જેવો ફીકકો થઇ ગયો હતો.

"હા—મધરાતનો એ લુંટારો તમારો ભાઇ હતો. મારી પર્સમાં ૮૦ પાઉંડ હતા—" તે બોલ્યો

"ખુદા તારી મદદ !–" હું ફરીથી ગણગણી. મારી ખાત્રી થઇ કે તે જે વાત કહેતો હતો તે સાચી હતી. રીવરડેલના પોતાના મિત્ર પાસેથી જે રકમ લાવવાની મારા કંગાળ ભાઇએ વાત કરી હતી તે ૮૦ પાઉંડનીજ છે.

"આહ !—" પોતાની નીચતામાં જાણે સંતોષ પામતો હોય તેમ હોરેસ પાછો બોલવા લાગ્યો: "સંજોગો પરથી તમને જણાય છે કે જે વાત હું તમને કહું છું તેનો બોલેબોલ સાચો છે. વેલ, મેં તમારા ભાઇ તરફ કેવી ઉદારતા અને ખાનદાની બતાવી છે તેનો હવે ખ્યાલ કરો અને તે પછી તમારાથી બની શકે એવી ઉમદા રીતે મારો આભાર માનો. સાંભળો, તમારો ભાઇ મને લુંટીને નાસી ગયો ત્યાર પછી કોચમેન સાવધ થયો હતો અને સારે નસિબે આ બનાવ જોનાર ત્યાં કોઇ નહોતું. મેં કોચમેનને આ બનાવ તદન છાનો રાખવાની આજ્ઞા કરી છે અને તેના કારણમાં એમ જણાવ્યું છે કે ફક્ત એક શખસને અમે બે જણ પુરા ન પડી શકયા તેથી અમે હીચકારા ગણાઇશું ને દુનીયા અમારા તરફ ધીકકારથી હસશે. આ વાત કોચમેનને ગમી અને તે મારા હુકમ પ્રમાણે વર્તવા તયાર થયો. આ વાત તેણે કોઇને કહી નથી. આવી વાત મારાથી ચીઠ્ઠીમાં નજ લખી શકાય તે તમે હવે સમજી શકશો. આ વાત જો જાહેર થઇ જાય તો તેથી તમારા આખા કુટુંબપર આફતનો વરસાદ વરસે તેથી મેં મારા નોકર ટેરેન્સને પેલી ચીઠ્ઠી આપી તમારી પાસે મોકલ્યો હતો. તેને પણ મેં આ બીનાનું ખરૂં રહસ્ય કહયું નથી. રોઝ! બોલ, હવે મારે વધુ કહેવાની જરૂર છે? આટલી બધી સહ-

નશીલતા બતાવવામાં મારો હેતુ શો હશે તે તું સમજી શકી હશે. અને તારે હવે મને બદલો આપવાને તૈયાર થવુંજ પડશે..."

"હોરેસ–મી૦ રોકીંગહામ–હું તમને પગે પડું–તમારી માફી માગું..." પાગલની પેઠે હું લવી ગઇ.

"ચુપ રહે! રોઝ! રડવા કકળવાનો હવે વખત નથી. એ જમાનો તો ક્યારનો વહી ગયો..." આટલા શબ્દો બોલતાં તેના ચેહેરા પર ભયંકર હવસી લાગણી અને રાક્ષસ જેવી દ્રઢતા છવાઇ ગઇ. આ નાજુક બાંધાના છોકરા જેવા દેખાવના જવાનમાં જાણે આ વખતે ખુદ સેતાન દાખલ થયો હોયની એવો તે દેખાવા લાગ્યો: "તારૂ કુટુંબ કંગાળયતની કઇ હદે પહોંચ્યું છે તે હું જાણું છું—આજ પળે તારા ઘરની એક એક ચીજ લીલાંઉંમાં વેચાઇ જતી હશે તેબી હું જાણું છું. આમ જો! રોઝ!..." એમ કહી તેણે પોતાના ગજવામાંથી નોટનું એક બંડલ ખેંચી કાઢયું: "તારા બાઇ તરફ દયા અને ઉદારતા બતાવવા માટે હું બદલો માગું છું પણ મારી ઉદારતા એટલેથીજ અટકતી નથી. આ પાંચસો પાઉંડની નોટ છે. લે–લઇ જા–એ રકમ હું તને ભેટ આપવા તૈયાર છું—"

"નહિ–નહિ–કોઇ કાળે બી નહિ–" હું એવા તીક્ષ્ણ અવાજે બોલી કે ગાડીપર બેઠેલા કોચમેને જરા ભયભરી નજરે અમારા તરફ નજર ફેંકી.

"ચુપ રહે, દીવાની છોકરી!–" હોરેસ આંખમાંથી અગ્ની વરસાવતો બોલ્યો. તેણે કોચમેનને બીજી બાજુએ જોવાની નીશાની

કરી: "મારે થોડાજ શબ્દો કહેવાના છે. તારે બેજ બાબતપર વિચાર કરવાનો છે—"

"હોરેસ—" અત્યંત દીલગીરી ભર્યા કરૂણ અવાજે હું ધીમેથી બોલી. "જો મેં તમને કદી પણ નારાજ કર્યા હોય, જો મેં કદી તમારૂં અપમાન કર્યું હોય તો મને માફ કરો. હું ઘુંટણીએ પડી તમારી દયા માગું છું-મને જવા દો-"

"નહિ. નહિ." મારો હાથ પકડી, મને ઘુંટણીએ પડતી અટકાવી તે બોલી ઉઠયો: "એમ કરવાથી તારૂં કંઇ વળવાનું નથી."

"શું તમારી છાતી પત્થરની છે?' મારા મગજમાં પાગલપણાની અસર થવા લાગી.

"હા. પત્થરની છે..." દુષ્ટ રાક્ષસ જેવા અવાજે તે નિર્દય જવાન બોલ્યો: "રોઝ! તારે બેજ માર્ગ પસંદ કરવાના છે. જો તું હઠીલી થશે તો હું અહિંથી જઇ મધરાતના એ લુંટારાને પકડવા માટે વોરંટ કઢાવીશ. તારે તારા ભાઇને કેદખાનામાંથી બચાવવો હોય તો આ ગાડીમાં બેસી જા-મારી સાથે રીવરડેલ ચાલ-અને ત્યાં-"

"બસ કર ચંડાળ દુકતા!-" હું છછણી ઉઠી. ભયંકર નિરાશા મારા આખા શરીરમાં પથરાઇ ગઇ.

"દુકતો! વળી પાછો એ બોલ!-" ક્રૂર હાસ્ય કરતો તે હવસી કૂતરો બોલ્યો: "પણ કંઇ ફીકર નહિ. આજે કાં તો હું મહોબતનો સ્વાદ ચાખીશ અથવા મારા અપમાનનું વેર લઇશ. રોઝ! હું તને એક મીનીટ વીચાર કરવા આપું છું. જો તું ધીક્કારથી ચાલી જશે

તો એક કલાકમા સતાવાળાઓ તારે ઘેર આવશે—તારા ભાઇને બદમા
તરીકે પકડવામાં આવશે— તેને હાથકડીથી જકડવામાં આવશે..."

"નહિ—નહિ—ઓ—ઓ હોરેસ! તું કહે તે કબુલ; પણ સીરીલ બચાવ..." જેમ તેમ આટલા લબ્જ બોલી હું હોરેસ રોકીંગહામ હાથમાં બેભાન થઇ તુટી પડી.

જ્યારે હું શુધ્ધીમાં આવી ત્યારે હું ફૈટનમાં હતી. હોરેસ મ: બાજુમાં બેઠો હતો અને ગાડી જોસથી રીવરડેલ તરફ હંકરાઇ જત હતી. ગાડીના 'સઘળા પડદા અત્યાર આગમજ બંધ કરવા' આવ્યા હતા.

\+ \+ \+ \+

કેટલાક કલાક વહી ગયા. સાંજના છ વાગ્યા. નવેમ્બર મહી હોવાથી આ વખતે અંધારૂં થઇ ગયું હતું. ટંડી સખત પડ હતી. અને હું બેભાન જેવી—અર્ધી દિવાની જેવી થઇ ગઇ હત મારા ઘરથી લગભગ સોએક વાર દુર હોરેસ રોકીંગહામની ગા ઉભી રહી ને તેણે પોતાના હાથનો ટેકો આપી મને ગાડીમાં નીચે ઉતારી. મારૂં મગજ તાવના સનેપાતથી તડફડતા માણુસ મગજ જેવું થઇ ગયું હતું અને આ બધું સ્વપ્નામાંજ બનતું હે એમ મને લાગતું હતું.

"સાહેબજી મારી મીઠી રોઝ! તારી લાંબી ગેરહાજરી અ તારી પાસેના પૈસા માટે તારે જોઇએ તેવી વાત ઉપજ કહાડજે. આવતી કાલે મારી સાથે લંડન નાસી આવવા મ મારાપર ચીઠ્ઠી લખવાનું ભુલતી ના. જો તું રાજીખુશીથી મા

સાથે આવશે તો હું મારા સઘળાં વચનો પાળીશ, તારો ગુલામ થઇ રહીશ ને તને બાદશાહી અમનચમનની લહજ્જત ચખાડીશ. પણ જો તારી એવી મરજી ન હોય તો કંઇ ફીકર નહિ. આજની વાત તદન ખાનગી રાખવામાં આવશે. તે વિષે જરા પણ ચિંતા ન કરતી—"

ગાડીથી થોડેક દૂર લઇ જઇ હોરેસે ઉપલા શબ્દો મારા કાનમાં કહયા. તેના હાથ મારી કમ્મરની આસપાસ હતા. અમારા પર અંધકારનો શીહા પડદો પડેલો હતો. તેણે બોલવા માંડયું ત્યારેજ મને લાગ્યું કે આ ભયાનક—ત્રાસજનક બનાવ સાચો છે. જો તેનો હાથ મારી કમ્મરની આસપાસ વીંટાઇ વળ્યો ન હોત તો આ વખતે હું જમીન પર તુટી પડત. મેં કંઇક બોલવાની કોશેષ કરી પણ મારા હોઠ બીડાઇ ગયા હતા. નિરાશા, લાચારી, ભયંકર ત્રાસ, ધિકકાર, શરમ અને બીજી કંઇ કંઇ લાગણીઓનું મીશ્રણ મારા જીગરમાં ડહોવાઇ રહ્યું હતું.

"સાહેબજી રોઝ!—" તે બદમાસ જવાન બોલ્યો અને તેણે પોતાના હવસી હોઠો મારા હોઠપર દાબી દીધા.

બીજી પળે હું એકલી પડી. નવેમ્બરની તે અંધારી રાતે હોરેસની પાછી જતી ગાડીના પૈડાનો અવાજ મને સંભળાયો. દારૂની કેફમાં લથડતા માણસની પેઠે હું આગળ ડગલાં ભરવા લાગી. મારા મગજમાં પાગલપણું હતું–મારા જીગરમાં નિરાશા હતી. યંત્રની પેઠે હું મારા બાપીકા ઘર તરફ જવા લાગી, જેમ જેમ હું નજીક જતી ગઇ તેમ તેમ મારા હૃદયની વેદના અસહય થવા લાગી.

પાગલપણાની જગાએ ભયંકર નિરાશા આવી. સ્વપ્નામાં અથવા કોઇ પ્રચંડ હિપનોટીસ્ટની અસર નીચે ચાલતા માણસની પેઠે હું વર્તતી હતી. મારી મરજી પ્રમાણે વર્તવાની મારામાં શક્તિ ન્હોતી. જો એવી શક્તિ હોત તો એ અંધારી રાતના શીહા અંધકારથી પણ વધુ અંધારી નદીના પાણીમાં ભુસકો મારી હું તે જગ્યાએ ચાલી ગઇ હોત કે જ્યાં દુનિયાદારીઓની ધાંધલ ધરપચનું નામનિશાન પણ નથી. મગર અફસોસ! મારામાં આપઘાત કરીને મારી કંગાલ જીંદગીનો છેડો લાવવાની શક્તિ પણ ન હતી.

હું ઘર આગળ ગઇ. સઘળું ચુપચાપ હતું. બારીની ફાટમાંથી ઝાંખા દીવાનો ઝાંખો પ્રકાશ જણાતો હતો. મેં બારણું ઠોકયું. મારા ભાઇએ તે ઉઘાડયું અને તેને જોતાંજ હું ચમકી.

"ઓ રોઝ! તું આવી? અત્યાર સુધી તું કયાં હતી?" તે એકદમ બોલી ઉઠયો.

એક પળમાં મને સાંભરી આવ્યું કે મારી સામે ઉભેલો મારો માજણ્યો ભાઇ એક ચોર–ગુન્હેગાર હતો અને તેને બચાવવા માટે મારી આજે આવી સ્થિતિ થઇ હતી. પેસેજમાં બત્તી ન્હોતી તેથી તે મારૂં મ્હોં જોઇ શકયો નહિ. હું અચાનક ચમકીને ઉભી રહી ને એક બોલ પણ બોલી નહિં તેથી તે અજબ થયો.

"રોઝ! મને કહે તો ખરી! તું આટલી બધી મોડી કેમ આવી?"

હજી પણ હું ચુપ રહી. મારાથી તેને જવાબ આપી શકાયો નહિ. હું ઘરમાં દાખલ થઇ ને યંત્રની પેઠે સીરીલની પાછળ ગઇ.

અરેરે ! અમારો તે કુટુંબી ઓરડો આજે ખાલી થઇ ગયો હતો. સઘળું ફરનીચર ચાલી ગયું હતું. એક બાઇબલ અને મારી માતાને સુવાની આરામખુરશી સિવાય ત્યાં કંઇજ ન્હોતું. એ આરામખુરશી કોઇ લ્હેણદારે દયાને લીધે રહેવા દીધી હશે અથવા કોઇ પાડોશીએ ખરીદીને મારી માતાને આપી હશે. એ ખુરશીપર મારી કંગાલ માતા પડી હતી. તેના મ્હોપર ચિંતા—ભયંકર ચિંતાની ઘેરી છાપ હતી. મને જોતાંજ તેની તિક્ષણ આંખો મારાપર સ્થિર થઇ. હું અસલની રોઝ રહી ન્હોતી. રોઝનું ભૂત—રોઝની છાયા બની ગઇ હતી. મારા પિતા મેન્ટલને અઢેલી ઉભા હતા તે પણ મારા તરફજ જોઇ રહયા. હમણાં તે કેફમાં ન્હોતા. તેમના મ્હોપર દારૂની રતાશને બદલે મોત જેવી ફીકાશ હતી. તેમનો દેખાવ થોડાજ કલાકમાં બદલાઇ ગયો હતો. ખરેજ એ તદ્દન બેદરકાર કે ક્રૂર ન્હોતા. કમનસીબી અને આફતોની હારમાળાથી તે તદ્દન બગડી ગયા ન્હોતા. હજી તેમના દીલમાં લાગણીનું તત્વ હસ્તી ધરાવતું હતું. જાણે તેમનો આત્મા બળીને ખાખ થઇ જતો હોય એવા મારા વૃધ્ધ પિતા આજે નિરાશાભરી આંખોએ મારા તરફ જોઇ રહ્યા હતા. મારી લાંબી ચુપકીદીથી સઘળાં શંકાશીલ થયલાં જણાતાં કંઇક બોલવાની મેં જરૂર જોઇ.

"બધું લઇ ગયા..." આસપાસ દીલગીરીભરી નજર ફેરવતી હું બોલી.

"હા—બધું ગયું. આ પુસ્તક, પેલી ખુરશી અને એક નાના બીછાના સિવાય હવે અહીં કંઇજ નથી—" સીરીલે તરત મારા

સવાલનો જવાબ આપ્યો: "પણ રોઝ!....બોલ તો ખરી નહિ–નહિ –કંઇ ના કહેતી...બ્હેન! મારી સાથે ચાલ–હું તારી સાથે એકલો વાત કરવા માગું છું..." મને લાગ્યું કે તેના મગજમાં મારે માટે એક ભયંકર શક પેદા થયો હતો.

"ચુપ રહે સીરીલ! એને અહિંજ રહેવા દે. બોલ, રોઝ! તું ક્યાં ગઇ હતી?—" મારી માતા ચીઢીઆ સ્વરે બોલી,

"આહ! હવે મને યાદ આવે છે..." હુ બોલી. મારૂં વર્તન તદ્દન વિચિત્ર પ્રકારનું હતું: "હું આ ઓરડાને ફરીથી શણગારીશ— બધું રાચરચીલું પાછું વસાવવાને મારી પાસે પૈસા છે—" એમ કહી મેં મારા વસ્ત્રમાં છુપાવેલી નોટોનું બંડલ બહાર કાઢયું.

"આ શું છે?—નોટસ?—" મારા પિતા એકદમ બોલી પડયા.

"પૈસા?–"મારી માતાનો તીણો અવાજ આવ્યો.

"રોઝ, રોઝ?–" સીરીલ નિરાશ થઇ બોલ્યો.

"હા. મારી પાસે પાંચસો પાઉંડ છે–" વિચિત્ર–અકુદરતી અવાજે હું બોલી.

"પાંચસો પાઉંડ?" મારા પીદર અજબ થયા.

"યા ખુદા!—" મારી માતા બોલી.

"રોઝ! રોઝ! બોલ ફકત એકજ બોલથી મારી ખાત્રી કરી આપ કે તેં—"સીરીલ અત્યંત દુઃખી થઇ બોલતો હતો. તેને બોલતો અટકાવી હું બોલી:

"બધા આમ ખુમ ખુમ ના કરી મુકો–" મારી ભયંકર સ્થિતિ માટેની મારી નિરાશા અને દિલગીરીની જગા હવે ધિક્કારની લાગણીએ લીધી: "તમે બધાએ એક પછી એક તમારા સાધનો અજમાવી જોયા નથી? બાવાજી! તમે પેલા પ્રમાણીક ખેડુતને છેતરીને પૈસા પડાવ્યા હતા. તમે માયજી! તમારી બહેન સાથે ઠગાઇ કરી હતી. ને સીરીલ! તેં રસ્તે જતી ગાડી પર હલ્લો કરી લુંટ કરી હતી. આટલું થયા પછી, આજના જેવી કંગાળ ઘડીએ :મારી પવિત્રતા વેચવા સિવાય મારે માટે બીજું શું બાકી રહયું હતું?–"

એ ભયંકર, ત્રાસજનક દેખાવ હું કદિપણ ભુલી શકીશ નહિ. નિરંકુશ લાગણીના આવેશમાં હું બોલતાં બોલી ગઇ. તે વખતે હું પાગલ થઇ ગઇ હતી. પણ મારા શબ્દોની અસર ભયંકર થઇ. મારા પિતા ઘુંટણીએ પડી ખુદાની બંદગી કરતાં બોલ્યા "યા ખુદા! તેં મને વાજબીજ સજા કરી–" પણ આટલુંજ પુરતુ ન્હોતું. મારી માતાપર મારા શબ્દોની વીજળી પડી હોય એવી અસર થઇ એક પળ તેના લકવાથી ઝલાઇ ગયલા અવયવો છુટા થઇ ગયા--તે એકદમ ઉભી થઇ ગઇ. શીયાળામાં તેને જે શાલ ઓઢાડવામાં આવતી હતી તે તેના ખભાં પરથી નીચે પડી ગઇ તેથી જાણે કબરમાંથી કોઇ હાડપિંજર એકદમ જીવતુ થઇ ઉભુ રહ્યું હોયની એવી તે લાગી. પોતાનો પાતળો કંતાઇ ગયલો હાથ લાંબો કરી તીક્ષ્ણ દર્દભર્યા અવાજે તે બોલી:

"જે બદમાશે મારી બાળકીની પવિત્રતા લુંટી હોય તેના પર ઓ ખુદા! તું ગજબનાક વેર લેજે––"

હું ઘુંટણીએ પડી ને પોકેપોક રડવા લાગી. અહા ! તે વખતે મને જે દુઃખ થયુ, તે પળે મને જે પસ્તાવો થયો તે વર્ણવવાની મારી કલમમાં શકિત નથી. એવા વર્ણન માટે ભાષામાં શબ્દો નથી. મારો આત્મા તડફડી રહયો હતો. મારી આંખે અંધારા આવતાં હતાં. અચાનક સીરીલના અવાજથી હું ચમકી. મારી માતા જમીનપર પટકાઇ પડી હતી. તેને બચાવવા તે દોડયો પણ અફસોસ ! તે બહુ મોડો થયો. મારી માદર બેભાન થઇ જમીનપર પડી હતી. સીરીલે તેને પોતાના હાથમાં ઉચકી લીધી. તરતજ તેણે આંખો ઉઘાડી. પણ મારા પર નજર પડતાંજ તેણે ધિકકારથી પોતાની નજર ફેરવી લઇ જુસ્સાથી કહયું; "ચાલી જા–અહિંથી કાળું કર તારૂં—"

"નહિ–નહિ–મા––" સીરીલે કાકલુદી કરી પણ બીજો બોલ સાંભલવાને હું ત્યાં થોભી શકી નહિ. મારા ભાઇ અને પીદરની મારા તરફ પીઠ હતી કેમકે તે વખતે તેઓ મારી માતાને ખુરશી પર પાછી મુકતા હતા. આમ હોવાથી હું તરતજ બારણામાંથી બહાર નીકળી ગઇ. તેઓએ મને બહાર જતી જોઇ નહિ. આગળનું બારણું અરધું ઉઘાડું હતું તેમાંથી હું બહાર નીકળી તે અંધારી રાતે હું ઘર તજી ગઇ. મરકીવાળી જગાએથી કોઇ નાસી જાય તેમ હું પાગલની પેઠે દોડવા લાગી. મારી બળતી જળતી લાગણીથી માર પગમાં જોર આવ્યું. કયાં જવું તે મેં ચોકકસ કર્યું ન્હોતું. મારૂં પોતાનું કોઇ બીજું સ્થાન ન્હોતું કયાં જવું ? તેનો વિચાર કરવાં જેવી મારી સ્થિતિ પણ ન હતી. જ્યાં પગ લઇ જાય ત્યાં હું ઘસડાવા લાગી. જેટલું દોડાય તેટલું દોડી અંધ-

કારગાંથી રસ્તો કાપતાં આખરે હું થાકી ગઇ ને રસ્તાપર જરા અટકી. ફરીથી મારી આંખો આંસુનો દરીયાવ રેડવા લાગી. આ વખતે અચાનક જાણે મારો ભાઇ પાછળથી મને બુમ પાડતો હોય એવો ભાસ થતાં હું પાછી ઉભી થઇ ને આગળ વધવા લાગી. જે ઘરને મેં મારી નીચતાથી કલંક લગાડયું હતું તે ઘરમાં હું દુનિયાના તાજો તખ્તને માટે પણ પાછી ફરવા માગતી ન્હોતી. જે સ્થળેથી મારી માતાએ મને "કાળું કર" કહી હાંકી કાઢી હતી ત્યાં કાહરૂનના ખજાનાને માટે પણ હું ફરીથી જવા ચાહતી ન્હોતી. હું હવે મુખ્ય રસ્તાપર આવી પુગી હતી. પવનવેગે મારા નાજુક પગો માર્ગ કાપતા હતા. પણ સબર જીવ! મારે રીવરડેલ નથી જવું—હોથોર્નના હોલ તરફ તો નજર પણ કરવી નથી. મેં બીજો રસ્તો લીધો. એ રસ્તે હું પાગલની પેઠે રસ્તો કાપવા લાગી ને આખરે થાકીને લોથપોથ થઇ ગઇ ત્યારેજ રસ્તાપર ફસડાઇ પડી.

## પ્રકરણ ૫ મું.

### અજાણ્યા મદદગાર.

થોડીકવાર પછી મારૂં મન કંઇક વધુ શાંત થયું અને હવે શું કરવું તેનો મેં વિચાર કરવા માંડયો. એજ પળે એક ગાડી મારા તરફ ચાલી આવતી હોય એવો અવાજ સંભળાયો. મેં તે દિશાએ નજર ફેંકી તો તે ગાડીના બે ફાનસોનો પ્રકાશ મારી નજરે પડયો.

તે પુર ઝડપથી ચાલી આવતી હતી. મુસાફરી માટે સામાન્ય રીતે વાપરવામાં આવતી ગાડીઓમાંની તે એક હતી-ચાર ઘોડા પુર વેગે તેને ઘસડી લાવતા હતા. થોડીજ વારમાં તે ગાડી મારી નજીક આવી પુગી અને તેના એક ફાનસનો પ્રકાશ મારાપર પડતા બારીમાંથી એક ગ્રહસ્થે ડોકીયું કરી મને જોઇ. મને જોતાંવાર તેણે ગાડીવાનને ઉભા રહેવાનો હુકમ કર્યો. તરતજ તેના હુકમનો અમલ થયો. અને પેલો ગ્રહસ્થ ગાડીમાથી બહાર કુદી પડયો.

"શું છે? તમે બીમાર છો?" તેણે માયાળુ સ્વરે પુછયું.

"હા—ના--સાહેબ! તમારો આભાર થયો-મને કંઇ નથી-" મેં અર્થહીન લવારો કર્યો. મારી છાતી દુઃખના જોશથી ધડક ધડક થઇ રહી હતી.

"ફાનસના પ્રકાશમાં તમને જોઇને હું સમજી ગયો હતો કે તમે સામાન્ય સ્ત્રી જેવાં નથી. હવે મારા એ વિચારને ટેકો મળે છે. તમારી મનોદશા ખરેજ ઘણી કરૂણાજનક છે-"

"હા. સાહેબ! પણ મહેરબાની કરીને મને છોડી જાઓ." મેં નીરાશાભર્યા અવાજે કહ્યું: "એક કંગાળ સ્ત્રીને એને મોતેજ મરવા દો."

"નહિં-મારાથી તેમ બની શકશે નહિં-" મારો હાથ પકડી-અતિ આતુરતાથી મારા મ્હોં તરફ જોઇ તે બોલ્યો: "મને લાગે છે કે તમને કોઇએ ભયંકર-અકુદરતી અન્યાય કર્યો હોવો જોઇએ. હું તમને તમારે ઘેર મેલી જઇશ."

"ઘર? મારૂં ઘર?--સાહેબ! મારૂં કોઇ ઘર નથી. જે મારૂં

ઘર હતું તેનો મેં હમણાંજ ત્યાગ કર્યો છે અને હવે ત્યાં હું કદીપણ પાછી ફરવાની નથી.” હું જુસ્સાથી બોલી.

“ત્યારે મારે તમને ઠેકાણે પાડવાં જોઇશે--” તે અજાણ્યા શખસે જવાબ આપ્યો: “મહેરબાની કરી ગાડીમાં બેસી જાઓ ને પછી તમારી ઇચ્છામાં આવે તે પ્રમાણે તમારી દયાજનક કહાણી મને કહેજો. તમે મને કંઇપણ નહિં કહો તો પણ ચાલશે. હું તમને મદદ વીના કર્યા રહેવાનો નથી--”

“સાહેબ! હું તમને અરજ કરીને કહું છું કે મને અહિંજ મરવા દો-” એમ કહી તેણે માયાળુ લાગણીથી મારો હાથ પકડયો હતો તે મેં ખેંચી લીધો. પછી મને લાગ્યું કે મેં એક દયાળુ શખસને અન્યાય કર્યો છે તેથી હું બોલી: “તમે મારા તરફ જે માયાભરી લાગણી બતાવી છે તે માટે હું તમારી ઘણીજ-ઘણીજ આભારી છું; પણ--”

“હું તમારા કોઇપણ વાંધા સાંભળવાનો નથી-” તે મકકમતાથી બોલ્યો: “હું તમને આ જગાએ એવા સંજોગોમાં જોઉં છું કે જ્યાં મારે વચ્ચે પડવુંજ જોઇએ. આવી ઠંડી કાળી રાતે તમને આ ખુલ્લા રસ્તાપર છોડી જવાં તે તમારૂં નિર્દયતાથી ખુન કરવા બરાબર છે.”

આ શબ્દોએ મારી ભયંકર સ્થિતિનું મને પુરૂં ભાન કરાવ્યું. આજે રાતે હું કયાં સુઇશ? મારા થાકેલા શરીરને-મારા દુઃખતા માથાને આજે હું કયાં આરામ આપીશ? મારા ગજવામાં એક ફારધીંગ પણ ન્હોતી. મારી પવિત્રતાની કિમ્મત તરીકે મળેલી આખી

રકમ હું મારે ઘેર મુકી આવી હતી. હું આવા વિચાર કરતી હતી એવામાં પેલો ગૃહસ્થ ધીમેથી મારો હાથ પકડી, મને ગાડી નજીક લઇ ગયો, તેણે મને ટેકો આપી ગાડીમાં બેસાડી. હું તેની મરજીને તાબે થઇ. ના પાડવાનો—આનાકાની કરવાનો હવે વખતજ નહોતો. હું ગાડીમાં બેઠી. પેલા ગ્રહસ્થે પણ તેમાં બેઠક લીધી. અને ગાડી પાછી જોસથી દોડવા લાગી. થોડીક વાર સુધી તેમાં ગંભીર ચુપકીદી ફેલાઇ.

હવે મારૂં મગજ શાંત થતું જતું હતું. જે માયાળુ ગૃહસ્થે મને ગાડીમાં બેસાડી હતી તેણે મને કંઇપણ સવાલ પુછીને હેરાન કરી નહિં. તેની ગ્રહસ્થાઇ અદા, માયાળુ સ્વભાવ અને ખાનદાની વર્તણુકની મારાપર ઘણી સારી અસર થઇ. આ અજાણ્યા પણ પરમાર્થી શખસ સમક્ષ કંઇ ખુલાસો કરવાની મને જરૂર જણાઇ. પણ મારી કંગાળ કથાનો દીબાચો કેમ શરૂ કરવો તે બાબે મને ભારી મુઝવણ થવા લાગી.

"સાહેબ !—" આખરે ચુપકીદી તોડી હું બોલીઃ "એક કંગાળ અને અનાથ સ્ત્રી તરફ માયાળુ લાગણી બતાવવા માટે હું તમારો અંતકરણપુર્વક આભાર માનું છું—" મારાથી વધુ બોલાયું નહિ. એકદમ હું ઝારઝાર રોવા લાગી.

"તમારૂં નીખાલસ જીગર જે કંઇ ખુલાસો કરશે તે સાંભળવાને હું તઇયાર છું, પણ જે શબ્દના ઉચ્ચારથી તમારૂં હૃદય દુઃખી થતુ હોય એવો એક બોલ પણ નહિ બોલવાની હું તમને અરજ કરૂં છું. હું લંડન જાઉં છું. રસ્તામાં આંજની રાત કોઇ હોટલમાં

આળવા માગું છું. ત્યાં હું તમને ઘરવાળીની સંભાળ નીચે મુકીશ અને કાલે સ્હવારે તમારૂં મન શાંત થયા પછી તમને હું કેવી રીતે મદદગાર થઇ શકું તે તમે કહી શકશો. મહેરબાની કરી હમણાં કંઇ બોલતાં ના-મને જાણે હું તમારો જીંદગી ભરનો દોસ્ત હોઉં એવો ગણી લેજો. તમે મારા ઉપકાર નીચે છો એવો ખ્યાલ પણ ના કરતાં-"

હું તેનો ફરીથી આભાર માનવા જતી હતી પણ તેણે મને ચુપ કરી દીધી. ઘણો વખત સુધી અમારી વચ્ચે ફરીથી ચુપકીદી ફેલાઇ. કુદરતી રીતે મને પાછા મારા ઘરના વિચારો આવવા લાગ્યા કે જે ઘરમાંથી હું હીણાઇ-તજાઇને બહાર નીકળી હતી. મને લાગ્યું કે મારૂં જે થવાનું હશે તે થશે પણ હું એ ઘર તજી આવી તે સારૂંજ થયું. જેઓની સામે શરમની લાગણી સિવાય હું નજર પણ કરી ન શકત એવા મારા માતપિતા અને ભાઇની હાજરીમાં મારા મનને આરામ અને શાંતિ શી રીતે મળત? અમે બધાં ગુનેહગારો હતાં. એક બીજાને જોતાંજ પોતપોતાના પાપ યાદ કરીને અમે શી રીતે સાથે જીવી શકત? મેં બધાંના પાપ ખુલ્લાં કરી દીધાં હતાં. મારા પિતાને મેં દગાબાજ શખસની ઉપમા આપી હતી. મારી અપંગ માતાને મેં નીચ પ્રપંચી કહી હતી-મારા ભાઇને લુંટારાના નામે બોલાવ્યો હતો અને તે સાથેજ તેમનાં પાપોએ મને કઇ નર્કની ખાહીમાં ધકેલી દીધી હતી તે પણ મેં સ્પષ્ટ કરી દીધું હતું. મારા પતનની વાત સાંભળી તે સઘળાંની લાગણી જખમાઇ હતી. એ ભયંકર શબ્દો મેં જે પળે ઉચ્ચાર્યા તેજ વખતે જે પ્રેમાળ કુટુંબી ગાંઠથી અમે આજ સુધી જોડાઇ રહયાં હતાં તેના કટકેકટકા

ચઇ ગયા હતા. મારી માતાએ મને "કાળું કરવાનું" કહયું હતું. પણ તેણે એવો નિર્દય હુકમ ન કર્યો હોત તો પણ એ ઘરમાં મારાથી શી રીતે રહેવાત ? અફસોસ ! મારી માતાની એ ભયંકર આજ્ઞા યાદ આવતાંજ મને કંપારી છુટે છે. હજી પણ તે મારા જીગરને જખમી કરે છે, મારા આત્મામાં તેનો પડઘો સંભળાય છે. એ શબ્દો હું કદિ પણ ભુલી શકીશ નહિં.

ગાડી જોસથી ચાલી જતી હતી. લગભગ એક કલાક વહી ગયો. ઘોડા બદલવા માટે ગાડી અટકી. તે વખતે પેલા અજાણ્યા મદદગારે મને કંઇ ખોરાક લેવાનું કહયું. મેં વિવેકથી ના પાડી. નવા ઘોડા જોડતાં જેટલો વખત ગયો તે દરમિયાન એ અજાણ્યા શખસે મારૂં બારીકીથી નિરિક્ષણ કરી જોયું પણ તેની નજરમાં મને હવસી લાગણી કે ઉધ્ધતાઇ જણાઇ નહિ. ગાડી પાછી ચાલી. હું વાતચીત કરવા ચાહતીજ ન્હોતી અને મારો અજાણ્યો સાથી મારી કંગાળ મનોદશામાં મને અનેક સવાલો પુછી સતાવવા માંગતો ન્હોતો. જોસથી ગાડી ચાલતીજ રહી અને આખરે જે ગામમાં અમે રાત રહેવાનાં હતાં તે ગામ નજીક આવ્યુ.

"આપણે જે હોટલમાં રહેવાના છીએ ત્યાં તમે મારાં કોઇ સગી તરિકે ઓળખાણ આપશો તો ઠીક પડશે. કોચવાનને જે સંજોગોમાં તમે આ ગાડીમાં બેઠાં તેની બીલકુલ ખબર નથી એટલે તે ગમે તેવી વાત કરી શકવાનો નથી. વળી મારે તમને મારી પીછાન આપવાની પણ જરૂર છે. મારૂં નામ આલ્વનલી છે. હું પાર્લામેંટનો સભાસદ છું. તમારે જોઇએ તો એ નામે ઓળખાવો.

તમારી મરજી પડે તો તમે મારાં બ્હેન અથવા કઝીન થઇ જાઓ એટલે કોઇ નીંદા કરી શકશે નહિં—" તેણે ચુપકીદી તોડી કંઇક ખુલાસો કરવાની જરૂર જોઇ. મને તેની સલાહ ગમી. મારી આબરૂ માટેની તેની લાગણી જોઇ મને તેને માટે માન ઉપજ્યું. તેણે મારા મ્હોંનું બારીક અવલોકન કર્યું હતું તેનું કારણ હું હવે સમજી. મારા દેખાવ પરથી હું "લેડી" તરિકે પસાર થઇ શકું એવી છું કે નહિં તે તે જાણવા માગતો હતો અને મારી ખુબસુરતીથી તે સંતોષ પામ્યો હતો. આવા સંજોગોમાં અમે હોટલ નજીક આવી પુગ્યાં. તેણે મને ગાડીમાંથી નીચે ઉતારી અને હોટલમાં જતાંજ હોટલ-વાળીને તેણે કહ્યું:

"આ બાનુ મારાં સગાં છે. તેમની તબીયત જરા નરમ છે. એમને તરત એક ઓરડામાં આરામ લેવા દો અને એમની બરાબર સંભાળ લેજો—"

મને એક ઓરડામાં લઇ જવામાં આવી અને હું તરતજ બીછાને ગઇ. મારૂં મન અને શરીર બન્ને થાકી ગયાં હતાં. મને ગાઢ નીદ્રા આવી પણ આખી રાત ભયંકર સ્વપ્નાં પણ મારે જોવાં પડયાં. સ્વપ્નાંમાં મને હોરેસ રોકીંગહામનો 'ભયંકર ચેહેરો વારંવાર જણાયો અને જ્યારે હું જાગી ત્યારે મારૂં માથું સખત દુખતું હતું. થોડીકવાર પછી માથાનો દુખાવો નાબુદ થઇ ગયો પણ ઓ ખુદા ! મારૂં માનસિક દુ:ખ કયારે દફે થશે ?

હોટલની માલીકણ જાતે મારા 'ટોઇલેટ'ની સઘળી સામગ્રી લઇ આવી અને તેની વાતચીતપરથી હું સમજી ગઇ કે મારા

અજાણ્યા મદદગારે બાહોશીથી એક બનાવટી વાત જોડી કાઢી તેને સમજાવી દીધું હતું કે મારી ત્રંક ભૂલથી પાછળ રહી ગઇ હતી. અને તે બાઇએ પુછ્યું કે હું મારા ઓરડામાં નાસ્તો લઇશ કે મી૦ આલ્વનલી સાથે દીવાનખાનામાં નાસ્તો લેવા આવીશ? પહેલાં મારા ઓરડામાંજ નાસ્તો લેવાનો મેં વિચાર કર્યો પણ તેજ વખતે મને લાગ્યું કે એવું વર્તન અવિવેકી ગણાશે. મેં નાસ્તો લેવા નીચે જવાની હા પાડી. વાળ ઓળખતાં મેં આયનામાં જોયું કે હું ઘણી ફીક્કી અને બીમાર જણાતી હતી. પણ આગળે દહાડે મેં જે કંગાળપત અનુભવી હતી તેનો વિચાર કરતાં મારો દેખાવ બહુ કંગાળ થઇ ગયો ન્હોતો. હું દિવાનખાનામાં ગઇ. ત્યાં મી૦ આલ્વનલી મારી રાહ જોતા બેઠા હતા. અમે નાસ્તા પર બેઠાં. અત્યારસુધી તેને બરાબર જોવાની મને તક મળી ન્હોતી. ગઇ રાતે મારી મનોદશા એટલી કંગાળ હતી કે તેના દેખાવ પર ધ્યાન આપવાનુ મને ભાનજ રહયું ન્હોતું. તે આશરે ત્રીસ વર્ષનો ગૃહસ્થ હતો. તેનો દેખાવ નમ્ર હતો પણ તે ખુબસુરત ન્હોતો. તેના વાળ અને થોબાઆ લાલ રંગના હતા. તેની આંખો તેજસ્વી અને બ્લુ હતી. તેનું મ્હો ફીકકું હતું અને તે પર કાયદા ઘડનારની વિચારવંત ગંભીરતાને બદલે બેદરકારીની છાપ સ્પષ્ટ જણાતી હતી. તેનું કદ લાંબું અને બાંધો પાતળો હતો. તેણે ઉંચામાં ઉંચો પોષાક પહેર્યો હતો. જે જોતાં તે પોતાની દોલતમંદી બતાવવામાં જાણે મગરૂરી માનતો હોય એવું લાગતું હતું. તેનો અવાજ રમણીય હતો અને તેનું વર્તન સામા માણસને ગમે એવું હતું. તેની નાજુક લાગણી માટે મેં અત્યાર પહેલાં ઇશારો કર્યો છે અને આજે સ્હવારે તેની નમ્રતા અને વિવેકનો મને

વધુ પુરાવો મળ્યો. આજે અમે નાસ્તાપર બેઠાં કે તરતજ મેં તેનો દીલોજાનીથી આભાર માન્યો પણ તેણે પોતાના સ્વભાવ પ્રમાણે એ વાત ટુંકમાં પતાવી દીધી અને બીજીજ કોઇ વાત ઉપાડી મારી ખાત્રી કરી આપી કે તે મારા જીવનના ભેદી સંજોગોમાં ઉતરીને મારી લાગણી દુખવવા માગતો ન્હોતો.

નાસ્તા પછી મી૦ આલ્વનલીએ ઘંટડી વગાડી અને નોકર હાજર થતાં બોલ માગી અમારી ગાડી તૈયાર કરાવવાનો હુકમ કર્યો. કુદરતી રીતે મને લાગ્યું કે હવે મારે મારા એ ઉદાર મદદગારની ઉદારતાનો વધુ લાભ લેવો ન જોઇએ. પણ એ વિચાર કેમ રજુ કરવો તે મને સુઝયું નહિ. હું મુઝાઇ પણ મારી એ મુઝવણ તેને સમજતાં વાર લાગી નહિ. તેણે કહ્યું.

"આપણે જે ચર્ચા કરવાની છે તે અહિ થઇ શકે તેમ નથી. તમે અહિં મારાં સગાં તરીકે આવ્યાં છો અને એજ રૂપમાં તમારે અહિંથી ચાલી જવું જોઇએ."

હું કંઇ બોલી નહિ. તેની વિરૂધ્ધ જવાનું મને કંઇ કારણ ન્હોતું. થોડીજ વારમાં અમે બન્ને ગાડીમાં જઇ બેઠાં. હવે તેને કંઇ ખુલાસો આપ્યા વિના ચુપકીદી ધારણ કરી રાખવી મને ઠીક લાગી નહિ. પણ હું તેને શું કહું? ગઇ કાલનું આખું પ્રકરણ તેની સમક્ષ ખુલ્લું કરૂં? નહિ—અશક્ય! તેમ કરતાં મારે મારા ભાઇને લુંટારો કહેવો પડશે અને તેને બચાવવા માટે મેં મારી પવિત્રતા લુંટાવી હતી તેનો એકરાર કરવો પડશે!

"મીસ આલ્વનલી!—" મારા સાથીએ ચુપકીદી તોડતાં

કહ્યું: "તમે મને તમારૂં નામ કહો અથવા કોઇ બીજું નામ તમે પસંદ કરો ત્યાંસુધી મારે તમને એજ નામે બોલાવવાં પડશે—"

"નહિ—નહિ—સાહેબ! મારે તમારી સાથે ખુલ્લા દીલે વાત કરવી જોઇએ—" આટલું કહેતાં મારી આંખમાંથી આંસુ સરી પડયાં: "મારૂં નામ લામ્બર્ટ છે—રોઝા લામ્બર્ટ—હું હોથોર્નના વીકારની બેટી છું. સંજોગોને લીધે——"

"મીસ લામ્બર્ટ!—" મી૦ આલ્વનલી વચ્ચે બોલ્યો: "જે વાત કરતાં તમને અત્યંત દુઃખ થાય છે તે હું સાંભળવા ચાહતો નથી. કોઇ કુટુંબી ખટપટથી તમે તમારૂં ઘર છોડી આવ્યાં લાગો છો—"

"હા, હા, સાહેબ!—" હું એકદમ આ તક ઝડપી લઇ બોલી: "મારી માએ મારૂં અપમાન કરી મને કહ્યું: કાળું કર તારૂં—"

"બસ, બસ મીસ લામ્બર્ટ! હું તમારી વાત સમજી ગયો. આ દુનિયામાં આપણે બધજ થોડા ઘણા દોષિત છીએ. હવે તમારે વધુ કહેવાની જરૂર નથી. ચાલો, હવે તમારે માટે શું કરવું તેની આપણે ચર્ચા કરીએ. તમારે કબુલવું પડશે કે સંજોગોએ તમને મારી પાસે આણ્યાં છે અને હું તમને લંડન આવવાનો આગ્રહ કરૂં છું. મને માફ કરજો. પણ મારે જણાવી દેવું જોઇએ કે હું કુંવારો છું એટલે અકસ્માતે તમને મારા સાથી બનાવ્યાં તે માટે કોઇ મોહોરદારની લાગણી દુઃખાવાની નથી. લંડનમાં ગયા પછી તમારે માટે મકાન ભાડે રાખવામાં આવશે અને જ્યારે તમારૂં મન વધારે

સ્થિર થશે ત્યારે તમે તમારા ભવિષ્ય માટે વધુ સારી રીતે વિચાર કરી શકશો—"

"ઓહ મી૦ આલ્વનલી ! તમે કેવા ભલા છો ? પણ સાહેબ ! પાયતખ્તમાં પહોંચતાંજ હું મારૂં ફોડી લઇશ. હું તમારે માથે બોજારૂપ થવા નથી માગતી. મેં ભુલ કરી છે—હું કબુલ કરૂં છું કે હું નીતિનો રસ્તો ચુકી છું પણ ખુદાને સાક્ષી રાખીને હું કહું છું કે હું મારી રાજી ખુશીથી—"

"હું સમજ્યો મીસ લામ્બર્ટ !—" મારો સાથી ધીમે સ્વરે બોલ્યો: "તમારી સાથે દગો થયો હશે. હવે એ વાત જવાદો. ને ભવિષ્યનો વિચાર કરો. તમે તમારી જાતમહેનતથી ગુજરાન કરવા માગો છો તે સાંભળી હું ઘણો ખુશ થયોછ. પણ આ ગાડી લંડન પુગતાંજ તમે નોકરીએ લાગી શકવાનાં નથી. મારે તમારા તરફ એક ફરજ બજાવવાની છે ને તે હું બજાવીશ. એક શાંત અને માનવંત લતામાં તમારે માટે અનુકુળ જગા ભાડે રાખવામાં આવશે અને પછી તમે તમારી યોજના મને કહેજો. મારી પીછાનનાં કેટલાંક બાનુઓને તમારી વાત કરી હું તમને ઉપયોગી થઇ પડવાની કોશેષ કરીશ. સંજોગોને લીધે હું તમારો મદદગાર બન્યો છું અને એક બહેન પોતાના ભાઇપર જેવો વિશ્વાસ મુકે એવા વિશ્વાસનો હું દાવો કરૂં છું—"

મારા સાથીના શબ્દો અને દેખાવમાં મને એટલી બધી નિર્દોષતા, નિખાલસતા અને સરળતા જણાઇ કે ખરેખર મને તે મારા ભાઇ જેવોજ લાગ્યો. મારી આંખમાંથી આભારના આંસુ

ડદડ પડવા લાગ્યાં અને મને રડતી જોઇ તેણે તરતજ વાત ફેરવી નાખી. મેં અગાઉ કદિ લંડન જોયું હતું કે કેમ? એવો સવાલ પુછાતાં મેં તેને હકારમાં જવાબ આપી કહ્યું કે મારા બચપણમાં હું લંડનમાં ચાર વર્ષ રહી હતી. અમારૂં કુટુંબ ચેશાયર પ્રગણાના એક ખુણામાં આવેલા હોથોર્ન ગામમાં આવી વસ્યું તે પહેલાં અમે લંડનમાંજ રહેતાં હતાં; પણ મને એ મહાન શહેર વીષે વધુ જ્ઞાન ન્હોતું. હું તેની લાલચો, દગાબાજી અને પ્રપંચ જાળથી અજાણી હતી. મી૦ આલ્વનલીએ એ સાંભળી મને કેટલાંક જાહેર મકાનોનું વર્ણન સંભળાવ્યું. ઉંચી સોસાયટીના રીતરિવાજો વિષે પણ તેણે મને માહિતી આપી અને ફેશનેબલ દુનિયાની મુર્ખાઇઓ વિષે તેણે એવી રમુજી અને કટાક્ષ સહિત વાત કરી કે તે મારી દીલગીરી ઘણે અંશે ઓછી કરી શક્યો. વળી આવા દીલસોજ મદદગારને હું શોકમાં રહી દીલગીર કરવા માગતી ન્હોતી તેથી મેં પણ બની શકે તેટલું આનંદી મ્હોં રાખી તેની સાથે વાતચીત ચાલુ રાખી.

પાછલા પહોરે અમે એક હોટલમાં જમવા માટે થોભ્યા અને ત્યાં બે કલાક આરામ લઇ અમે અમારો પ્રવાસ પાછો શરૂ કર્યો. રાતે આઠ વાગે એક ગામમાં ઉતરી અમે ત્યાં રાતવાસો રહ્યા. ત્યાં પણ મી૦ આલ્વનલીએ પહેલાંના જેવીજ મારી સંભાળ લીધી. આગલી રાત કરતાં આજે મને જરા વધુ શાંત નીદ્રા આવી. એક બીનાથી મારા મનને ઘણી રાહત મળતી હતી. અને તે એ કે મારાં માતપિતા તથા ભાઇને માટે હું પાંચશો પાઉંડની રકમ મુકી આવી હતી. એ રકમથી તેઓ પાછું ઘર વસાવી શકશે, બાકીનું કરજ

અદા કરી શકશે અને અમારી જે નાલેશી થઇ હતી તે ઓછી કરી શકશે. આ રકમ મેં મારી પવિત્રતા વેચીને મેળવી હતી તો પણ મારા પિતા તેનો ઉપયોગ નહિ કરે એમ માનવાનું મને કશું કારણ ન્હોતું. હું મારા દુઃખી કુટુંબને ગરીબીની અંધારી ખાઇમાં ફેંકી આવી ન્હોતી એ એકજ ખ્યાલ આ વખતે મારા દીલને કંઇક દીલસારૂપ થઇ પડયો હતો.

સ્હવારે નાસ્તો લઇ અમે ફરીથી મુસાફરી શરૂ કરી અને તે દિવસે બેથી ત્રણ વાગ્યાને સુમારે અમારી ગાડી લંડન શહેરમાં દાખલ થઇ. મી૦ આલ્વનલીએ મને જણાવ્યું કે તેનું પોતાનું ઘર "મે ફૅર"માં આવેલું હતું પણ એકદમ ત્યાં જવાને બદલે એક હોટલમાં મને ઉતારવાનું તેણે પસંદ કર્યું અને હું હોટલમાં ઉતરી. તે પછી તે મારે માટે ઘર શોધવા ગયો. મારા ભવિષ્ય માટે શું કરવું તે સંબંધી મને સલાહ આપવાના સંબંધમાં તેણે મારા પર કુદરતી રીતેજ થોડીક લાગવગ મેળવી હતી. હું તેને ભાઇ ગણતાં શીખી હતી અને તેથી મેં તેનાપર સંપૂર્ણ વિશ્વાસ મુકયો હતો. બે કલાક પછી તેણે આવીને મને ખબર આપી કે તેની ઘરવાળીની ભલામણથી તેણે એક આબરૂદાર વિધવાના મકાનમાં જગા ભાડે રાખી છે. અમે તરતજ એક ગાડીમાં બેસી એ નવા મકાનમાં ગયાં. બ્લુમઝબરીમાં કવીનસ્કવેરમાં એ મકાન આવેલું હતું. ત્યાં ઉતરતાંજ વિધવા મીસીસ શેરવુડે અમને બન્નેને હસતે મ્હોડે આવકાર આપ્યો. મીસીસ શેરવુડની ઉમ્મર આશરે પચાસેક વરસની હતી. તેનો દેખાવ માયાળુ અને અવાજ નમ્ર તથા પ્રેમાળ હતો. તેની રીતભાત મોહક

અને ગાનભરી હતી. આવી ભલી બાઇના ઘરમાં જગા મળવાથી મને આનંદ થયો. તરતજ મને જણાયું કે મી૦ આલ્વનલીએ મારે માટે પહેલા માળપર સુંદર ફરનીચરથી શોભીતું દિવાનખાનું અને બીજા માળ પર એવોજ સુંદર સુવાનો ઓરડો ભાડે રાખ્યો હતો. હું જરા ઝાંખી—શરમાઇ. મી૦ આલ્વન્લી તરફની આભારની લાગણી વધી ગઇ. હું કંઇક કમાણી કરતી થાઉં ત્યાં સુધી આ ઘરનું ભાડું અને મારા ગુજરાનનો ખર્ચ, તેનેજ માથે પડશે તે હું જાણતી હતી. આવી મોંઘી જગા ભાડે રાખવાની જરૂર ન્હોતી. મને એક નાનો સરખો ઓરડો પુરતો થઇ રહેત, એમ મેં તેને કહયું પણ તેણે મારી કંઇ બી વાત સાંભળવાની ના પાડી. અમે આ વખતે દિવાન-ખાનામાં હતાં. મીસીસ શેરવુડને ત્યાંથી ચાલી જવાનું કહી મી૦ આલ્વનલીએ મને કહયું:

"મીસ લામ્બર્ટ ! તમે એટલાં બધાં દુઃખી થયાં છો કે ભવિષ્યની જરાપણ દરકાર કર્યા વિના થોડોક વખત સુધી તમારે તદ્દન આરામ લેવાની ખાસ જરૂર છે. મારી આ સલાહ તમારે માનવીજ પડશે. મેં મીસીસ શેરવુડને કહયું છે કે તમે મારાં સગા છો અને પૈસા સંબંધી અચાનક આફતમાં આવવાથી તમે ઘણાં બેચેન થઇ ગયાં છો. મેં એ બાઇ વિષે જે કંઇ સાંભળ્યું છે અને હમણાં મેં તેના વર્તન પરથી જે અનુમાન કર્યું છે તે પરથી મને લાગે છે કે એ બાઇ માયાળુ સ્વભાવની છે અને તેથી એ તમને અધીરાઇથી ગમે તેવી પરપુછ કરી સતાવવાની નથી. એ બિચારી

પોતે પણ જમાનાની ગીરદેશીથી ગરીબ થઈ ગઇ છે અને આ ઘરના ભાડાંમાંથી ગુજરાન ચલાવે છે. આ ઘરમાં બીજા કોઇ ભાડુતે નથી એ પણ એક લાભ છે. હવે હું રજા લઇશ. હું આશા રાખું છું કે તમે મને પ્રસંગોપાત અત્રે આવવા દેવાની રજા આપશો અને તે દરમીયાન શું કરવું તેનો આપણે વિચાર કરીશું."

"ઓહ! સાહેબ! તમે કેવા ભલા અને ઉદાર છો!"–આભારથી ગળગળી થઇ હુ બોલી: "પણ મને કહેવા દો કે જ્યાં સુધી મારી પોતાની કમાણીની રોટી હું ખાઇશ નહી ત્યાં સુધી હું સુખી થવાની નથી. કાંઇ સીવવાનું કામ મળે યા નરસરી ગવરનેસ કે કોઇ શેઠાણીની દાસીની નોકરી મળે..."

"મીસ લામ્બર્ટ! એ વિષે હું મારી પીછાનનાં બાનુઓને પુછી જોઇશ અને થોડા દહાડામાં કદાચ સારૂં પરિણામ આવશે-" મી૦ આલ્વનલી વચ્ચે બોલ્યો: "તે દરમીયાન તમે મારાં બહેન થઇ રહો અને એક ભાઇ તરિકે તમારા બેંકર થવાની મને રજા આપો–"

એમ કહી તેણે મારા હાથમાં એક નાનું પાકીટ મુકયું અને મને શેકહેંડ કરી તે એકદમ ત્યાંથી ચાલી ગયો.

મા૦ આલ્વનલીએ મારા હાથમાં જે નાનું પાકીટ મુકયું હતું તેમાં ૩૦ પાઉંડ હતા. એક અજાણ્યા તથા જુવાન ગૃહસ્થ પાસેથી પૈસાની મદદ લેવાની મને પડેલી ફરજથી મારા જીગર પર ઘા થયો. એજ વખતે તેના તરફ મારા હૃદયમાં ઉંડા આભારની લાગણી પણ જન્મી. મારી છાતી એક બહેનના પ્યારથી ઉભરાઇ જવા લાગી અને ખુદા તેની ઉદારતાનો તેને યોગ્ય બદલો આપે એવી હું બંદગી કરવા

લાગી. હું પહેરેલે કપડે ઘર તજી આવી હતી. મારી પાસે બીજાં વસ્ત્રો ન્હોતાં તેથી મેં મીસીસ શેરવુડને મારી સાથે બજારમાં આવવાની અરજ કરી. તેણે ઘણીજ ખુશીથી મારી સાથે આવવાનું કબુલ કર્યું. મેં કેટલાંક સાદાં પણ સુંદર વસ્ત્રો ખરીદયાં અને બીજે દિવસથી હું તે સીવી ને તૈયાર કરવામાં ગુંથાઇ ગઇ. આ કામ કરતી વખતે હંમેશાં મારા મનમાં હોથોર્નના વિચારો આવવા લાગ્યા અને એ દુઃખદાયક વિચારોએ મને વારંવાર રૂદન કરવાની ફરજ પાડી. હું જે પ્યારૂં ઘર તજી આવી હતી તેની યાદમાં રડી રડીને હું આંધળી થવા લાગી. બીજે દિવસે મારૂં મન જરાક શાંત થયું. હું ફરીથી સીવવાનું લઇ બેઠી. વળી એજ વિચારો ! જે ઘરમાં હું આ દુનિયાના તાજોતખ્ત માટે પણ પાછી જવા માગતી ન્હોતી, તે દુર—અતિ દુર આવેલાં ઘરને હું ભુલી શકી નહિ. મી૦ આલ્વનલીની સાથે આવતી વખતે ગાડીમાંજ મેં નિશ્ચય કરી નાખ્યો હતો કે ગમે તેમ થાય તોપણ ઘેરે તો નજ જવું. છતાં જેઓને હું મારી પાછળ છોડી આવી હતી તેઓની યાદ ધડકતી છાતીએ કર્યા વિના હું રહી શકી નહિ.

હું ભાડાના મકાનમાં રહયા પછી બીજે દિવસે મી૦ આલ્વનલી મને મળવા આવ્યો. મને નોકરી અપાવવા માટે તેણે પોતાની પીછાનનાં કેટલાંક બાનુઓને અરજ કરી હતી અને તેઓએ મારે માટે બનતી મહેનત કરવાનું વચન આપ્યું હતું એમ મને મી૦ આલ્વનલીએ વાતચીત દરમ્યાન સમજાવ્યું અને લગભગ પોણો કલાક રહી તે વિદાય થયો. બીજે દિવસે તે આવ્યો નહિ તેમ મે

તેની રાહ પણ ન જોઇ. મારી નોકરી વિષે કંઇક આશાભરી ખબર મળ્યા સિવાય વગર કારણે તે મને મળવા આવે એમ હું માનતી ન્હોતી. ત્રીજે દિવસે તે પાછો આવ્યો અને લંડનમાં મેં પગ મુકયો તે પછી મારી તબિયતમાં ઘણો સુધારો થવા માટે તેણે આનંદ દર્શાવ્યો. તેણે મને કહયું કે તેની બાનુ મિત્રો હજુ મારા ભવિષ્ય માટે કોઇ યોજના ઘડવામાં ફતેહમંદ થઇ ન્હોતી પણ તેઓ મને ભુલી ગઇ નથી. આ વખતે તે લગભગ દોઢ કલાક રહયો. તેની વર્તણુક વિવેકી અને માનવંત ગૃહસ્થ જેવીજ હતી. ટુંકમાં એક પખવાડીયા સુધી તે એક એક દહાડાને આંતરે મને મળવા આવતો રહયો અને તે દરમીયાન મારી નોકરી વિષે કંઇ ગોઠવણ થઇ શકી નહિ.

"મી૦ આલ્વનલી!—" આખરે મેં તેને કહ્યું: "હું તમને ઘણી અડચણરૂપ થઇ પડી છું. હું મારી રોટી પ્રમાણીકપણે મેળવવાને એટલી બધી આતુર છું કે મને આમ પડી રહેવું ગમતું નથી--"

"મીસ લામ્બર્ટ,--" તેણે જવાબ આપ્યો: "અત્યાર સુધી એક ભાઇની પેઠે મેં તમારી સાથે ખુલ્લા દીલથી વાત કરી છે અને હમણાં પણ તેમજ કરવા માગું છું. ખરી વાત એ છે કે જે વાત હું પ્રથમ સમજી શકયો ન્હોતો તે હવે સમજી શકું છું. હું જે ખુલાસો કરૂં છું તેથી તમને દુઃખ થાય તો મને માફ કરજો પણ મારે તમારી સાથે સ્પષ્ટ વાત કરવીજ જોઇએ. તમે પોતેજ સમજી શકશો કે એક કુંવારા અને જુવાન ગૃહસ્થ માટે એક જુવાન સ્ત્રીને

ઠેકાણે પાડવાની ભલામણ કરવાનું કામ સહેલું નથી. દુનીયા એટલી બધી શંકાશીલ છે---આહ! તમને દુઃખ થાય છે--"

"નહિ, નહિ, સાહેબ--" નાજુક અને વિવેકી ભાષામાં તેણે જે ભાવ જાહેર કર્યો તે સમજી જઇ હું બોલી: "તમારી સરળતા માટે હું તમારો ખરા જીગરથી આભાર માનું છું. હવે હું. તમને મુશ્કેલી કે મુઝવણમાં નાખવા માગતી નથી. મેં મીસીસ શેરવુડને વાત કરી છે-"

"મીસ લામ્બર્ટ, મહેરબાની કરીને "મુઝવણ" અને "મુશ્કેલી" જેવા શબ્દો ના વાપરો." મી૦ આલ્વનલીએ કહયું: "તમે જાણતાજ હશો કે તમારી ચિંતા દુર કરવા માટે ગમે તે કરવાને હું ખુશીથી તઇયાર છું. જરા ધીરજ રાખો-ધીરજનાં ફળ મીઠાંજ આવશે. તે દરમીયાન તમારો એક મીત્ર તો છેજ--"

"હા-પણ હું હવે તમને બોજારૂપ થાઉં તે બનવા જોગ નથી-"

"બોજા રૂપ! નહિ—નહિ. મીસ લામ્બર્ટ! હું તમારા તરફ ઉંડામાં ઉંડી દીલસોજીની લાગણી ધરાવું છું અને-"

અહિં તે અટકયો, હું મુઝાઇ. કેટલાક દીવસથી એક વિચાર મને સતાવી રહયો હતો. એજ વિચાર બમણા જોસથી મારા મનમાં અત્યારે ધમપછાડા કરવા લાગ્યો. આ ગૃહસ્થની હું વારંવાર મુલાકાત લઉં તે યોગ્ય છે કે? આ વિચાર મારા દીલને કોરી ખાતો હતો. પણ હું એને ના પણ કેમ પાડી શકું? હું એના કેટલા બધા આભાર નીચે દબાયલી છું!

મેં ફરીથી તેનો આભાર માન્યો અને તેણે રજા લીધી. તે ગયા પછી થોડીજ વારમાં મીસીસ શેરવુડ મારી પાસે આવી ને મારી સાથે વાતે વળગી. તેણે કેમ વાત ઉપાડી તે મને યાદ નથી પણ તે મી૦ આલ્વનલીના પરમાર્થી, માયાળુ અને પ્રેમાળ સ્વભાવની તારીફ કરવા લાગી. તેણે મને કહ્યું કે તે ઘણો શ્રીમંત છે, ખાનદાન કુટુંબનો નબીરો છે અને દુનીયામાં માનવંત ગૃહસ્થ લેખાય છે. તેની ખાનદાની વીષે મને શંકાજ ન્હોતી. તેથી મારી ઘરવાળી આવી ટીકા શા માટે કરતી હશે તે માટે હું જરા અજાયબ થઇ. ધીમે ધીમે તે મારી કમનસીબીની વાતપર ઉતરી અને મારે માટે સ્કવેરમાં વસતી બે ત્રણ સ્ત્રીઓને ભલામણ કરવાની તેણે મને ખાત્રી આપી. કમનસીબે હજુ સુધી કંઇ પરીણામ આવ્યું ન્હોતું. મીસીસ શેરવુડે મને સાંજે ચ્હા માટે આમંત્રણ કર્યું અને વળી પાછી તે મી૦ આલ્વનલીના ગીતડાં ગાવા લાગી. તેણે વાતમાં ને વાતમાં મને સમજાવી દીધું કે મી૦ આલ્વનલીની કારભારણ તેની જુની મિત્ર હોવાથી તે મી૦ આલ્વનલીના જીવનની બધી વાતથી માહિતગાર છે.

બીજે દિને પાછલા પહોરે મી૦ આલ્વનલી આવ્યો. બે દિવસ લાગલાગટ આવવાનો આ પહેલોજ પ્રસંગ હતો. તેણે મને કહ્યું કે "હમણાંજ એક બાઇને હું મળી આવ્યો છું અને તેણે તમારે માટે નોકરી શોધી કાઢવાનું મને વચન આપ્યું છે." આ વાત સાંભળી હું આનંદ પામી. આહ! મારી જાત મહેનતથી કમાઇ ખાવાની ઘડી નજીક આવતી જતી હતી!

"મીસ લામ્બર્ટ !–" મારા જવાન મિત્રે કહ્યું: "લગભગ એ પખવાડિયાથી તમે લંડનમાં આવ્યાં છો છતાં તમે એક વાર પ બહાર ગયાં નથી. જે જાહેર મકાનોનું મેં તમારી આગળ વર્ણ કર્યું હતું તે દેખાડવાને તમને નહિ લઇ જવા માટે હું હમ મીસીસ શેરવુડને ઠપકો આપતો હતો પણ એ ભલી બાઇએ કહ્ કે ગમે તેમ થાય તો પણ કોઇ પુરૂષ વિના તે એકલી બહાર જ માગતી નથી. આ પરથી મેં મારી સેવા તમને અર્પણ કરવા વિચાર રાખ્યો છે. મારી ગાડી બહાર ઉભી છે. આજે આપણે ત્ર જણુ સાથે બહાર જઇશું."

મને રમતગમતનો શોખ ન્હોતો. દીલ બહેલાવવા માટે હું બહ જવા માગતી ન્હોતી. પણ જે શખસે મને અત્યંત આભાર નીચ મેલી હતી તેની આવી વિવેકી માગણીનો હું કેવી રીતે અના કરી શકું? મેં તેનું આમંત્રણ સ્વીકાર્યું અને બહાર જવા વસ્ત્રો પહેરવા માટે હું મારા ઓરડામાં ગઇ. આયનામાં જોતાં મારી ખુબસુરતીથી હું અજબ થઇ. જે ભયંકર વંટોળીઆમાંથી પસાર થઇ ગઇ હતી તે પછી આટલી ઝડપથી મારી સુંદરતા પાછ આવી તે જોઇ મને નવાઇ ઉપજી. મગરૂરીની લાગણી વિના જણાવીશ કે મારી ખુબસુરતી અજબ જેવી હતી. બહાર જવા ધાંધલના ઉસ્કેરાટથી મારા ગાલોપર રતાશ ધાઇ આવી ને તે મારી રમણીયતા ઔર વધી ગઇ હતી.

હું દિવાનખાનામાં ગઇ ત્યારે મીસીસ શેરવુડ અને મી આલ્ત્રનલી મારી રાહ જોતાં બેઠાં હતાં. તેઓ તે વખતે રેવરંડ મી

ટીન્ડેલ અને ડોક્ટર બટલર નામના બે ધર્મગુરૂઓના ઉપદેશ વિષે ચર્ચા કરતાં હતાં. મીસીસ શેરવુડે કહ્યું કે રેવરંડ મી૦ ટીન્ડેલનો બોધ તેણીની આંખમાં આંસુ લાવ્યા વિના રહેતો નથી. મી૦ આલ્વનલીનો મત એવો હતો કે ડોક્ટર બટલરના ઉપદેશથી તે હંમેશાં વધુ શાણપણ મેળવી ઘેર પાછો ફરતો હતો. અમે ત્રણે જણ ગાડીમાં ગોઠવાયાં અને બ્રિટિશ મ્યુઝિયમ જોવા ગયાં. ત્યાંથી સેંટ કેથેદ્રલ અને પછી વેસ્ટ મીન્સ્ટર એબી જોવા ગયાં. વેસ્ટ મીન્સ્ટર એબીમાંથી અમે બહાર નીકળ્યાં ત્યારે અંધારૂં થવા આવ્યું હતું ગાડીમાં બેસી અમે ઘર તરફ આવતાં હતાં એવામાં મીસીસ શેરવુડે કહ્યું:

"મી૦ આલ્વનલી, તમે કદાચ મને ઉદ્ધત યા અવિવેકી ગણશો પણ જો આજે મારે ગરીબ ઘેરે તમે ખાણું લેવા પધારશો તો હું મને મોટું માન મળેલું ગણીશ. મીસ લામ્બર્ટ ! તમે પણ મારૂં આમંત્રણ સ્વીકારશો એવી મને આશા છે--"

"ઘણી ખુશીથી મીસીસ શેરવુડ !—" મી૦ આલ્વનલીએ જવાબ આપ્યો: "આજે મારે ઘેર કોઇ મહેમાન નથી ને મને કોઇનું આમંત્રણ પણ નથી. એટલે જો તમે મને ડીનર પર નોતરૂં દીધું ન હોત તો મારે આજે એકલાજ જમવા બેસવું પડત. એકલાની તે કંઇ જીંદગી છે, મીસીસ શેરવુડ ?—"

ગાડી કવીન્સ સ્કવેરમાં આવી પુગી. મી૦ આલ્વનલી ભેંચતાણીયે મીસીસ શેરવુડના દિવાન ખાનામાં દાખલ થયો અને હું પોષાકમાં જરૂરી ફેરફાર કરવાને મારા ઓરડામાં ગઇ. મેં ધાર્યું હતું

તે કરતાં વધુ આનંદમાં મેં આજનો દિવસ ગાળ્યો હતો. મી૦ આલ્વનલીની કોઇ સ્ત્રી મિત્રે મારે માટે નોકરી શોધવાની ખાત્રી ભરી કબુલાત આપી હતી તેથી અને લંડનના પ્રખ્યાત મકાનો જોવાથી મને આજે અત્યંત હર્ષ થયો હતો. હું મીસીસ શેરવુડના દીવાન ખાનામાં ગઇ. ભોજનની સુંદર વાનીઓ પીરસાઇ. શરાબની બાટલી પણ હાજર હતી. મી૦ આલ્વનલી પોતાની હમેશની રમુજી અદાથી વાતચીત કર્યો જતો હતો. કેટલીકવાર તે રમુજમાં જરા છુટ લેતો—જરા વધુ મિત્રાચારી બતાવતો—છતાં તે વિવેકની હદ કુદાવી જતો નહિ. આમ અમારી સાંજ મોજમાં પસાર થઇ ગઇ. રાતે દશ વાગે સપરની રકાબી આવી અને મીસીસ શેરવુડે પોતાના મરહુમ ખાવિંદે જાળવી રાખેલી પોર્ટવાઇનની બાટલી કાઢી. આ દારૂનો તેના ખાવિંદને બહુજ શોખ હતો એમ જણાવતાંજ પોતાના વ્હાલાની યાદથી તે ભલી બાઇની છાતી ભરાઇ આવી અને તેણે મ્હો ફેરવી લઇ આંસુ લુછી નાખ્યા. મને તેને માટે લાગણી થઇ આવી. ખરેખર, એ ભલી સ્ત્રી પોતાના ખાવિંદને અત્યંત ચાહતી હશે!

શરાબની બાટલીમાંથી મી૦ આલ્વનલીએ પ્યાલીઓ ભરવા માંડી. મેં આજે જરા વધુ દારૂ પીધો હતો તેથી હમણાં મેં પોર્ટવાઇન પીવાની ના પાડી પણ મીસીસ શેરવુડને તેથી ખોટું લાગ્યું. હું તેના પ્યારા ખાવંદનો માનીતો દારૂ પીતી નથી એવી લાગણીથી તે દુઃખી થઇ અને મને પીવાની ફરજ પડી. લગભગ અડધી પ્યાલી હું ગટગટાવી ગઇ અને તેજ પળે મારા મગજમાં કંઇક વિચિત્ર ઉશ્કેરણી થઇ. મને લાગ્યું કે હું બેભાન થઇ જઇશ.

"યા ખુદા ! મીસ લામ્બર્ટ ! તમને શું થાય છે ?" જાણે મારી દશા જોઇ ભયભીત થઇ હોય તેમ પોતાની ખુરશીપરથી એકદમ ઉભી થઇ મીસીસ શેરવુડ બોલી. જે વિચિત્ર લાગણી થવાથી મને તમ્મર આવતાં હતાં તે બાબે બેચાર બોલ ગણગણવાનો મેં પ્રયાસ કર્યો પણ હું બોલી શકી નહિ. મારા મગજનો ભાર વધતોજ ગયો અને આખરે હું બેશુધ્ધ થઇ ગઇ.

હું જાગી ત્યારે હું મારા પોતાના સુવાના ઓરડામાં બીછાનાપર પડી હતી. ઓરડામાં એક બત્તી બળતી હતી. હજુ મને સંપુર્ણ શુધ્ધી આવી ન્હોતી. માથાપર સખત બોજો હોય એવું મને લાગ્યું. અચાનક મને જણાયું કે હું એકલી ન્હોતી. મારી સઘળી મંદતા ઉડી ગઇ—હું ચમકી—યા ખુદા ! આ શું કહેવાય ? મારા બીછાનામાં મારે પડખે મી૦ આલ્વનલી હતો !

———:o:———

# પ્રકરણ ૬ ઠું.

## ઓ નશીબ.

મારી સાથે થયલા આ બીજા દગાથી મને થયલા દુઃખ વિષે હું લંબાણ ટાલ્લણું કરીશ નહિં. હું એટલુંજ કહીશ કે મેં મી૦ આલ્વનલીને તેની દગાબાજી માટે સખ્ત ઠપકો આપ્યો—તેને ગાળો દીધી—શ્રાપ આપ્યા. તેણે જવાબમાં ગુસ્સે થવાને બદલે મને પ્રેમાળ વચનોથી શાંત કરવાની કોશેષ કરી. ટુંકમાં મેં મારા નસિબને

તાબે થવાની જરૂર જોઇ. મને લાગ્યું કે પુરૂષની હવસી લાગણીના ભોગ થવાનું મારા નસિબમાં લખાયલું છે. વિધાતાની ક્રુરતા સામે લડવામાં સાર નથી. મેં તેની "મીસ્ટ્રેસ" થવાનું કબુલ કર્યું: મારે માટે બીજો રસ્તોજ કયો હતો? મારે માટે નોકરી ખોળવાની તેણે જે વાતો કરી હતી તે મીથ્યા હતી. વળી મારા જેવી કલંકીત અને ભ્રષ્ટ રમણીને કોઇ ખાનદાન કુટુંબમાં નોકરી મળે ખરી?... પણ મીસીસ શેરવુડ?—આહ! એ દલદર દદાએ મી૦ આલ્વનલીની નીચ બાજી પાર પાડવામાં કેવી મદદ કરી હતી તેની હવેજ મને સમજ પડી. તેની આબરૂ બહારની બનાવટી ચાઇચાઇ જેવી હતી. કોઇ ધર્મગુરૂના ઉપદેશ માટેની તેની લાગણી નીચમાં નીચ દમ્ભથી ભરેલી હતી. તેના મરહુમ પતિ માટેનો તેનો પ્રેમ—જો તેનો કોઇ પતિ હોય તો—તદન જુઠો હતો અને તેને માટે તેણે રેડેલાં આંસુ ઓચરિત્રની સાબીતીરૂપ હતાં. મારી લાચારી, સંજોગોની વિરૂધ્ધતા અને મારી કમનસિબ દશાને લીધે મેં આલ્વનલીનું રક્ષણ સ્વીકાર્યું હતું પણ દગાબાજ મીસીસ શેરવુડ માટે મારા દીલમાં એવા વેરની લાગણી ભભુકી રહી કે તેને માફી આપવી અશક્ય થઇ પડી. મેં તેના મકાનમાં જરૂર કરતાં એક પળ પણ વધુ ન રહેવાના સોગન ખાધા. મી૦ આલ્વનલી મારે માટે આકાશના તારા તોડી લાવવાને પણ તૈયાર થાય એવો હતો. તે મારા ખુબસુરત શરીરના જોબનપર ફીદા થઇ ગયો હતો. તેને આ વાત કહેતાંજ તેણે મારે માટે નવા મકાનની તજવીજ કરવાનું વચન આપ્યું અને નાસ્તો લઇ તે નવું ઘર શોધવા બહાર ગયો. તે ગયા પછી મીસીસ શેરવુડ શાંત ચેહરે

હસતી હસતી મારી પાસે આવી. તેને જોતાંજ હું વિકરાળ વાઘણ બની ગઇ. ગુસ્સાથી-અપમાનભર્યા સ્વરે મેં તેને મારા ઓરડામાંથી ચાલી જવાનો હુકમ કર્યો.

"ઠીક ત્યારે બાઇ સાહેબ!—"દમ્ભનો બુરખો ફેંકી દઇ પોતાના ખરા સ્વરૂપમાં આવી મીસીસ શેરવુડ બોલીઃ "તમારે જોઇએ તેટલી ટહેંકરાઇ રાખો ને જોઇએ તેટલાં નાકનાં ટીચકાં ચઢાવીને ફર્યા કરો. પણ મને તમારી ટચાકડી બારબી દરકાર નથી. એ બધી પતરાજી હું સારી પેઠે સમજું છું! આખરે આજ પરિણામ આવવાનું હતું તેની જાણે તમને ખબરજ ન હોય તેમ તમે હમણાં મારા પર ગુસ્સે થાઓ છો પણ એક જુવાન, શ્રીમંત અને કુંવારા ગૃહસ્થની વારંવાર મુલાકાત લેતાં તમને વિચાર આવ્યો ન્હોતો? તમારા જેવી ચાલાક ને નખરાંબાજ છોકરી મેં કદિપણ જોઇ ન્હોતી—"

ગુસ્સાથી પાગલ થઇ હું તેને મારવા દોડીને તેણી બીકની મારી ત્યાંથી નાસી ગઇ. તે ગયા પછી મેં મારા ઓરડાનું બારણું બંધ કર્યું અને એક સોફાપર બેસી હું ઝારઝાર રોવા લાગી. તે સાચી વાત કહી ગઇ હતી. તેના શબ્દો અસભ્ય અને સખ્તાઇભર્યા હતા પણ તે સાચા હતા. તે સાંભળી મારી છાતીપર તાજો ઘા થયો. ખરેખર, જે ભયંકર પરિણામ આવ્યું હતું તે સિવાય બીજું પરિણામ આવવાનો સંભવજ ક્યાં હતો? શું હું આંધળી હતી?... યા ખુદા! હું આ પાજી દુનિયાના પ્રપંચોથી એટલી બધી બીન વાકેફ હતી કે મને પહેલાંથી કંઇ સુઝયું નહિ. દુનિયામાં હજુબી ઉદારતા અને નિઃસ્વાર્થી લાગણી છે એમ માની હું મી૦ આલ્ત્નનેલી

એક વિશ્વાસપાત્ર ગૃહસ્થ ધારતી હતી. મગર અફસોસ! જેના પર મેં સંપૂર્ણ વિશ્વાસ મુકયો હતો તેણેજ મારે માટે ભયંકર જાળ બીછાવી અને એ જાળમાં હું ફસાઇ ગઇ. હું રડી—ખુબ રડી—પણ નહિ! હવે હું રડી રડીને આંધળી થવા માગતી નથી. "વિધાતાએ મારા નસિબમાં એજ લખ્યું છે." હું ગણગણી અને બેદરકારીથી છેલ્લે પાટલે બેસી મેં જીંદગી ગાળવાનો ઠરાવ કર્યો.

બેએક કલાક પછી ગસ્ટેવ પાછો આવ્યો. મી૰ આલ્ત્નલીનું ક્રીશ્ચીઅન નામ ગસ્ટેવ હતું તે અત્રે જણાવવાની જરૂર છે. વ્હાલથી મને આલિંગન કરી તેણે મને ખબર આપી કે મારા નવા મકાનની સગવડ થઇ ગઇ છે અને તે મને ત્યાં લઇ જવા આવ્યો છે. તેની ગાડી બારણા આગળ ઉભી હતી. મારા કપડાં મેં કયારના બાંધી રાખ્યાં હતાં. હું તેની સાથે નીચે ઉતરી. મીસીસ શેરવુડ અમને વિદાય થતી વખતે સલામ કરવા પણ ન આવી. અમે ગાડીમાં બેસી જરમાઇન સ્ટ્રીટમાં ગયાં. એક આલીશાન મકાન આગળ ગાડી અટકી. એક સ્વચ્છ દેખાવની છોકરીએ આગલું બારણું ઉઘાડી અમને મકાનમાં દાખલ કર્યા અને પછી ધરવાળી અમને આવકાર આપવા દોડી આવી. તેણી આશરે ચાળીસેક વરસની, મોજીલી અને રંગીલી સ્ત્રી હતી. તેના ગાલપર રાતો રંગ ચાલાકીથી લગાવેલો હતો. તેનાં દાંતની બંને હારો ઘણી મોહક હતી અને તે વારંવાર હસીને પોતાના રમ્ય દાંતોની દાડમકળીઓ બતાવવામાં મગરૂરી હતી. તેનો જીવડો લહેરી હતો, પણ તેની ઢબછબ માનભરી અને આબરૂદાર હતી. તેનું નામ મીસીસ હારબરો હતું. તે વિધવા તરીકે જીંદગી

ગાળતી હતી. મી૦ આલ્વનલીએ ભોંયતળીયા સિવાયનું આખું મકાન મારે માટે ભાડે લીધું હતું. આખું ઘર સુંદર ફરનીચરથી સુસજ્જિત હતું. ડ્રોઇંગ રૂમ, ડાઇનીંગ રૂમ, બ્રેકફાસ્ટ-પાર્લર અને બાથ-રૂમ વિગેરેની મકાનમાં સગવડ હતી અને તે સઘળા ઓરડા અપ-ટુ-ડેટ ફેશનમાં, કળા અને સુંદરતાનો ખ્યાલ રાખીને શણગારેલાં હતાં. મી૦ આલ્વનલીએ હસીને મને જણાવ્યું કે ઘરવાળીના કબજામાંનું એક રસોડું મારા નોકરચાકરો વાપરી શકશે અને એજ બાઇની ભલાઇથી એક બે દહાડામાં એક કુક, દાસી અને 'લેડીઝ મેઇડ' મારી તહેનાતમાં હાજર થશે. સઘળા દિવાનખાના અને ઓરડાઓ જોઇ હું ઘણીજ ખુશ થઇ. મારી દીલગીરી હું તે ઘડીએ ભુલી ગઇ. ખરેખર, મી૦ આલ્વનલીએ મને રાજી રાખવા માટે પાણી પેઠે પૈસા વેરી નાખ્યા હતા. મકાન જોયા પછી મી૦ આલ્વનલીએ મને પોતાની સાથે ફરવા આવવાની વિનંતી કરી. ગાડીમાં બેસી અમે પાછાં બહાર નીકળ્યાં અને રેશમી કાપડવાળાની દુકાને ગયાં. ત્યાં તેણે કેટલાંક કિમતી વસ્ત્રો, શાલો અને બીજી ચીજો પસંદ કરવાનો મને આગ્રહ કર્યો. આ બધી ચીજો કોઇ શ્રીમંત ખાનદાનની રમણીને શોભે એવી હતી. ત્યાંથી અમે ઝવેરીને ત્યાં ગયાં અને તેણે મારે માટે એક સોનાની ઘડીઆળ, છેડા, ઇઅરીંગ્સ, નેકલેસ અને વીંટી ખરીદી. વેપારી સાથે ભાવની રકઝક કર્યા વિના તેણે એ કિમતી વસ્તુઓની કિમ્મત ગણી આપી. પાછી ગાડી આગળ ચાલી રસ્તામાં બીજી દુકાનોમાં નવી ખરીદી થઇ. દારૂની બાટલીઓના ઓર્ડરો અપાયા. ટુંકમાં એક રાજવંશી કુટુંબના અયશઆરામ માટે

જોઇએ તેવી ખરીદી થઇ. આ કામમાં ત્રણ કલાક પસાર થઇ ગયા અને અમે ઘેર આવ્યાં ત્યારે ઉંચી બનાવટના ફ્રેંચ અને જર્મન દારૂની બાટલીઓ આવી પહોંચી હતી. અમે બન્ને ડીનર લેવા બેઠાં. ઉંચી ઉંચી જાતની વાનીઓ ટેબલપર રજુ થઈ હતી. મી૦ આલ્વનલીએ મને આગ્રહ કરીકરીને બેત્રણ પ્યાલી શેમ્પેન પાયો અને તેની અસરથી હું એટલી બધી ગેલમાં આવી ગઇ કે તે વખતે મારી સઘળી દીલગીરી હવામાં ઉડી ગઇ. હું તેની સાથે હસીહસીને પુર આનંદથી વાત કરવા લાગી અને શોકની લેશ માત્ર લાગણી વગર હું તેની સાથે મોડી રાતે શયનગૃહમાં ગઇ.

બીજે દિવસે એક ફેશનેબલ દરજીને મારા કપડાં સીવવાને આપવામાં આવ્યાં અને મીસીસ હારબરોએ મારે માટે નોકરીએ રાખેલા નોકરો પોતાની નોકરી પર હાજર થયાં. એ બધા નોકરો આબરૂદાર દેખાવના હતા. આ તકે મારે મારી પોતાની દાસી ફ્રાન્સીસ વિષે જરા ઇસારો કરવો પડશે. તેની ઉમ્મર આશરે ત્રેવીસેક વર્ષની હતી. તે લાંબી અને દેખાવડી હતી.. તેનો ચેહેરો ખુબસુરત અને આંખો શરમીલી હતી. મારી સામે તે રજુ થઇ ત્યારે મને શરમ ઉપજી. એક નિર્દોષ, પવિત્ર.અને સદગુણી છોકરીને મારા જેવી પાપી અને ભ્રષ્ટ સ્ત્રીની નોકરી કરવી પડે એ ખ્યાલથી હું ધ્રુજી ગઇ. દુનિયા કેવી વિચિત્ર છે? અહિંયા પ્રમાણિક મજુરો પેનીપેની માટે લોહીનું પાણી કરી નાખે છે ને અનીતિમાન, ભ્રષ્ટ અને પાપી સેતાનો મનગમતા વિલાસમાં પાણી પેઠે પૈસા વેરી શકે છે. થોડાક દિવસ સુધી ફ્રાન્સીસ મારો હુકમ ઉઠાવતી તે જાણે મારા પર મહેરબાની

કરતી હોયની એવુંજ મને લાગ્યું. પણ પછી હું ટેવાઇ ગઇ. જે લાજ—શરમ મારા જીગરની શુધ્ધ લાગણીની પુરાંતરૂપે બાકી રહી હતી તે ધીમે ધીમે નાબુદ થતી ગઇ. મારા નવા કપડાં સીવાઇ આવ્યાં અને મી૦ આલ્વનલીની ખાસ ઇચ્છાથી મેં મારા "જુનાં ચીથરાં" મારી દાસી ફ્રાન્સીસને આપી દીધાં. હું રેશમ અને સેટીનમાં સજ્જ થઇને મારી પ્રમાણિક અને સદગુણી દાસી સુતરાઉ કપડાં પહેરવા લાગી.

મી૦ આલ્વનલી મને મળવાને દરરોજ બે વાગે આવતો અને જો ૠતુ સુંદર હોય તો મને ગાડીમાં ફરવા લઇ જતો. અઠવાડિયામાં ત્રણ ચારવાર તે મારી સાથે ડીનર લેતો અને તે વખતે બીજે દિને સ્હવારે નાસ્તો લઇ તે મને છોડી જતો. પૈસા ખરચવામાં તે એક્કો હતો. મેં જ્યારે તેને ખર્ચ પર જરા અંકુશ મુકવાની વિનંતી કરી ત્યારે તે હસ્યો અને મને ચિંતા કરવાની ના પાડી. મારા ખર્ચથી તે પાયમાલ થઇ જવાનો ભય ન્હોતો કેમકે તે એકલોજ હતો અને તેની વાર્ષિક આવક ૪૦૦૦ પાઉંડની હતી. કોઇવાર સાંજે તે મને નાટક યા કોનસર્ટ જોવા લઇ જતો અથવા કોઇ બીજી રમતગમતની જગાએ સહેલ કરાવી લાવતો. આવી વખતે તે પોતાના મિત્રો સાથે મારી ઓળખાણ કરાવતો અને એ મિત્રો મોટે ભાગે જુવાન ઉમરાવો તથા શ્રીમંત જમીનદારો હતા.

હવે મને કદાચ કોઇ સવાલ પુછશે કે હું મી૦ આલ્વનલીને ચાહતી હતી કે? ખચિતજ નહિ. પ્રથમ જે નીચ જાળથી તેણે મને ફસાવી હતી તેને લીધે મારા મનમાં તેની સામે ગુસ્સાની

લાગણી હતી પણ તેણે મને સુખી કરવા માટે પાણી પેઠે પૈસા વેરી નાખ્યા—મારી આસપાસ મોજમઝાહના સાધનોના ઢગલા ખડકી દીધા—મારો પડનો બોલ ઝીલી લેવા માંડયો અને મારા ગમે તેવા છંદને તે ખુશીથી વધાવી લેવા લાગ્યો ત્યારે એ ગુસ્સાની લાગણી ઉડી ગઇ અને તે મને ગમવા લાગ્યો. હું તેને ચાહતાં તો નજ શીખી. આજ સમયે કદાચ વાંચનાર મને બીજો સવાલ પુછશે અને તે એ કે મને કદિ મારા ઘર અને માતપિતાનો વિચાર આવતો હતો કે નહિ ? હા. હું મારા દીવાનખાનામાં યા બેડ ચેમ્બરમાં એકલી પડતી ત્યારે મને મારા વ્હાલા કુટુંબના વિચાર આવતા અને હું બાળક પેઠે રોઇ પડતી. તે વખતે મારા માતા પિતા અને ભાઇની છબી મારી નજર સામે ખડી થતી અને મારી છાતી કપાઇ જતી. મારી પવિત્રતાના વેચાણથી મળેલા પૈસાથી તેમને લાભ થયો હતો કે એ શ્રાપિત પૈસાએ તેમને વધુ કંગાળ બનાવ્યા હતા તે જાણવાને હું આતુર હતી પણ હું તેમનાપર પત્ર લખવાની હિમ્મત કરી શકી નહિ. મારા ઠેકાણાની ખબર પડતાં કોઇ મને શોધવા લંડન આવે અને મારી આબરૂપર પાણી ફેરવીને મને મોજ કરતી જુએ, એ સ્થિતિ મારે માટે અસહ્ય હતી. થોડાક અઠવાડિયા વહી ગયા પણ મારા કુટુંબની ખબર ન મળવાથી મારી બેચેની દુર થઇ નહિ. મેં ગરટ્રેવને કહયું કે જો કોઇ આડકતરી અને છુપી રીતે મારા કુટુંબની ખબર મને મળે તો મને ઘણો સંતોષ થશે. આ પરથી તેણે મને કહયું કે રીવરડેલથી લગભગ ૨૦ માઇલપર એક ગામમાં તેનો

એક જાની દોસ્ત રહે છે અને જે રાતે તેણે મને ગાડીમાં આશ્રરો આપ્યો હતો તે રાતે તે એ મિત્રને મળીનેજ પાછો ફરતો હતો. આ ગૃહસ્થને ગુપ્ત રીતે મારા કુટુંબ વિષે ખાનગી તપાસ કરવાનો પત્ર લખવામાં આવ્યો. થોડાક દિવસ પછી તેનો જવાબ આવ્યો અને ગસ્ટેવે તે મારા હાથમાં મુકયો. એ પત્ર પરથી મને ખબર પડી કે હોથોર્નમાંના અમારા ઘરમાં નવું ફરનીચર વસાવવામાં આવ્યું હતું-મી૦ લામ્બર્ટનું સઘળું કરજ ચુકતે કરવામાં આવ્યું હતું. ગામના માણસો અચાનક આવી સ્થિતિ કેમ થઇ તે માટે અજબ થતા હતા અને કેટલાક હોથોર્નના પાદરીની પુત્રી ગુમ થવાના ભેદી બનાવ સાથે એ પૈસાને સંબંધ છે એવી વાત કરતા હતા. મારી માતા ઘણી બીમાર થઇ ગઇ હતી પણ હવે તે ભયમાંથી મુકત થઇ હતી અને તપાસ કરતી વખતે તેની તબિયત સુધરતી જતી હતી. મારા ભાઇ વિષે એવી ખબર આવી હતી કે હું ઘર છોડી નાસી ગઇ કે તરતજ તે ગામ છોડી ગયો હતો અને આસપાસના કોઇ શહેરમાં તે નોકરી શોધવા ગયો હશે એમ ધારવામાં આવતું હતું. મારા કુટુંબ વિષે મને આવી ખબર મળી. એ પત્ર વાંચતાં વાંચતાં હું પુષ્કળ રડી છતાં એ ખબર મળવાથી મને જરા રાહત મળી. સીરીલ લંડન આવે તો? આ વિચારે મને ભડકાવી, કદાચ તે અત્યાર આગમજ પાયતખ્તમાં આવીબી ગયો હોય! જો તે મને કોઇ દહાડો રસ્તામાં મળી જાય તો! આવા વિચારો હવે મને ભડકાવવા મંડયા અને એ પત્ર મળ્યા પછી થોડાક દિવસ સુધી હું જ્યારે બહાર જતી ત્યારે હું ઘણી અશાંત થઇ જતી. રોબીનસન

ક્રુઝો પોતાના ટાપુમાં જંગલ અને ઝાડીઓની વચ્ચે સમુદ્રના કિનારા પર માણુસના પગલાંની છાપ જોઇ જેમ ફાટી આંખે તપાસ કરતો આમથી તેમ રઝળ્યો હતો તેમ "વેસ્ટએન્ડ"ના ટોળાંઓમાં હું ફાટી આંખે નજર ફેંકતી અને રખેને એ ટોળામાં કયાંક મારો ભાઇ સીરીલ હોય એ ખ્યાલથી ધ્રુજી જતી!

ફેબ્રુઆરી મહિનો આવ્યો—પાર્લામેન્ટની બેઠક શરૂ થઇ અને હવે મી૦ આલ્વનલીની રોકાણુ વધી. તે મારી પાસે પ્રથમ કરતાં ઓછી વાર આવવા લાગ્યો. હું એકલી પડી અને એ એકલવાઇ જીંદગી મને સાલવા લાગી. મેં પીઆના પર પ્રેક્ટીસ કરવા માંડી—હું નોવેલો વાંચીને વખત ગાળવાનો પ્રયત્ન કરવા લાગી—થોડુંક ભરત ગુંથણુ કરી સમય પસાર કરતી થઇ. પણુ તે છતાં મને લાગ્યું કે હું એકલી છું. મને મળવાને કોઇ આવતું ન્હોતું. જેઓ સાથે મી૦ આલ્વનલીએ મારી પીછાન કરાવી હતી તેઓએ કદિ મારે બારણે આવવાની તસ્દી લીધી ન્હોતી. મારા ઓરડામાં કોઇ કોઇવાર આવનાર એકલી મીસીસ હારજરો હતી અને તેનામાં કંઇક એવું હતું કે જે મને ગમતું ન્હોતું. તે કેટલાક પુરૂષોની વાત એવી નફટાઇ અને બેશરમ રીતે કરતી કે મારા ગાલપર શરમની લાલી ધાઇ આવતી. પોતાની પીછાનના ત્રણુ ચાર ઉમરાવો—રોયલ ગાર્ડસના કેટલાક અમલદારોની વાત તે રસ લઇલઇને કરતી અને તે પરથી મને શંકા આવવા લાગી કે તેના જમાનામાં તે પણ એક વિલાસી પૂતળી હશે. હું પોતે કલંકિત હતી—દુનિયાની નજરે હું પાપીણી ઠરી ચુકી હતી—મારી પવિત્રતા હવે ગમે તેવો પસ્તાવો કરવા છતાં પાછી મળે

તેમ ન્હોતું. છતાં બીજાની અનીતિ માટે હજુ મારા દીલમાં ધિક્કારની લાગણી ઉત્પન્ન થતી. મીસીસ હારબરો જેવી એકવારની રંગીલી સ્રીને મારા ઓરડામાં કોઇ કોઇવાર મળવાની મને ફરજ પડતી તેથી મને મારી જાતનું અપમાન થયલું જણાતું. મને લાગતું કે એ સ્રી મારી સોબતને લાયક નથી એટલે તેની નીતિ વિષે મને શંકા આવી ત્યારથી મેં તેને મળવાનું ઓછું કરવા માંડયું.

એક સાંજે આમની સભાની બેઠક મળવાની ન્હોતી એટલે મી૦ આલ્વનલી મારી સાથે ડીનર લેવા આવ્યો. તેણે લાગણીભર્યા અવાજે મને કહ્યું:

" રોઝ ! તને હમણાં બહું અટુલું અટુલું લાગતું હશે..."

" હા..." હું બોલી અને મારાથી એક નિસાસો નખાઇ ગયો: "મને કેટલીકવાર એકલાં એકલાં બહુ લાગી આવે છે. હું મન બહેલાવવાને ઘણી કોશીષ કરૂં છું પણ..."

" મારી વ્હાલી રોઝ !—" પ્રેમાળ સ્વરે મારો યાર બોલ્યો: "તારે જોઇએ તેની સાથે દોસ્તી કર. પણ તારી સ્ત્રી મિત્રો કેવી જાતની હશે તે તું સારી પેઠે સમજી શકશે. હું જરા વધુ સ્પષ્ટતાથી તને સમજાવી દઉં. જે ગૃહસ્થો સાથે મેં તારી પીછાન કરાવી હતી તેઓમાંના કેટલાકની માશુકો છે. એ બધી તારા જેવી નહિ હોય પણ તેઓમાંની કેટલીક તને ગમશે—"

"હશે. ગસ્ટેવ ! હું તમને એક વાત પુછું. મીસીસ હારબરો જરા રંગીલી સ્ત્રી છે, નહિ !—"

"આહ ! તું એને ઓળખી ગઇ લાગે છે !" તે હસીને બોલ્યોઃ "તમારૂં, અનુમાન સાચું છે. એક વાર એની ખુબસુરતી ભલભલાના મગજને ચકરાવી નાખનારી હતી—ઉંચા કુળના ઉમરાવોની એ એક વાર આંખની કીકી સમાન હતી, પણ જુવાની અને ખુબસુરતી સ્હવારે ખીલેલું ફુલ સાંજે કરમાઇ જાય છે તેમ બહુ ટુંકમાં નષ્ટ થઇ જાય છે. હમણાં હમણાં એ સ્થિર થતી જાય છે એટલે એના ઘરમાં તને રાખવામાં મને કાંઇ વાંધો જણાયો ન્હોતો...હવે હું મુળ વાત પર આવું. તું અહિં એકલી ઝુર્યા કરે એ મને ગમતું નથી. હું તને સહીમીતિઓ મેળવી આપીશ. ચિંતા ન કર-ખુશ થા વ્હાલી ! તારા હોઠપર મીઠું હાસ્ય ફરકાવ ! શેમ્પેનનો એક ગ્લાસ તારી સઘળી ગમી દફે કરી નાખશે."

મારા સુસજ્જિત દીવાનખાનામાં એક સોફાપર અમે બેઠાં હતાં. તેજસ્વી રોશની ઝળહળી રહી હતી. મેં ફ્રાંકડો ઇવનીંગ ડ્રેસ પહેર્યો હતો. મારા ચેસ્ટનટ જેવા વાળ મારા ખુલ્લા ખભાં પર ઉડી રહયા હતા. મારી ગરદન મોતીની માળાથી શોભતી હતી. મારા એક હાથમાં શેમ્પેનની પ્યાલી અને બીજા હાથમાં તાજાં વાયોલેટના ફુલ હતાં. આટલો બધો વિલાસ, અયશ આરામની આટલી બધી સામગ્રી અને અનેક સુખ સગવડો હોવા છતાં હું નિરાશ હતી—મારા મુખપર આનંદની ખુમારી ન્હોતી. મારા જીગરમાં એવી દુઃખભરી લાગણી થતી હતી કે મારી જીંદગીના આ ઐયાશીપણામાં એક એવી જાતની નીરસતા છે કે જે શરાબની ઘેરી કેફ પણ મીટાવી શકતી નથી. ગસ્ટેવે પોતાના હાથે પ્યાલી ભરી મને તે પીવાની અરજ કરી ત્યારે

કમનના હાસ્યથી મેં તેનો જવાબ વાળ્યો. મેં એક પ્યાલી પીધી. તેણે એક પછી એક ગ્લાસ ખાલી કીધા અને કેફની ખુમારીમાં તે બોલ્યો.

"તું ચિંતા ન કર વ્હાલી! તારે બ્હેનપણીઓ જોઇએ છેને! હું તને જોઇએ તેવી "સોસાયટી" મેળવી આપીશ.—"

"પણ આવા સંજોગોમાં મળી શકે એવી ઉત્તમમાં ઉત્તમ સોસાયટી પસંદ કરજો. ગસ્ટેવ!—" આ શબ્દો બોલતાં હું શરમાઇ. આહ! જો હું સદ્ગુણી રહી હોત તો આજે મારે સહીમાતીઓ શોધવાની જરૂર ન પડત! મારી પવિત્રતાથી સમાજમાં ગમે ત્યાં હળવા મળવાનો મને હક હતો. એ હક હું આજે ગુમાવી બેઠી હતી.

"તારા ટેબલ પર ઉમરાવો ને તેઓના રક્ષણ નીચે રહેતી બાનુઓ બીરાજશે ને એ બાનુઓનો સહવાસ તને પ્રિય થઇ પડશે." ગસ્ટેવે કહ્યું. "આજે મંગળવાર છે. શુક્રવારે રાતે એક ડઝન મહેમાનોની મીજબાનીની તૈયારી કરજે. ખર્ચની જરા પણ કનવાર ના કરતી—ખાણાને દીપાવવા માટે હું કંઇક નવી વાણી મોકલી આપીશ—આમંત્રણો મોકલવાની ફરજ હું બજાવીશ. બોલ, વ્હાલી રોઝ! તને કબુલ છે?"

"હા—"મે જરાક આનાકાની પછી કહ્યું. મારાજ જેવા હલકા દરજ્જાની, મારીજ પેઠે જીવતી સ્ત્રીઓ સાથે દોસ્તી પાડવાના ખ્યાલથી હું કમકમી ઉઠી. છતાં મને દોસ્તીની-સહીમીતીઓની જરૂર જણાઇ હતી અને આ વાસનાનો ભોગ આપવાની મારામાં નૈતિક હિમ્મત ન્હોતી.

બીજે દિને સહવારે મી૦ આલ્વનલી નાસ્તો લઇ વિદાય થયો ને હું એકલી પડી પડી વર્તમાન પત્ર વાંચવા લાગી. અચાનક મારી નજર એક ભયંકર નામ પર પડી. શ્રીમંત વર્ગની હીલચાલને લગતી કૉલમમાં નીચેનો ફકરો પ્રગટ થયો હતો:—

**એક ઉમરાવજાદીનું લગ્ન:** અમને ખબર મળી છે કે ચેશાયરમાંની હોથોર્ન એસ્ટેટસના માલીકના એક પુરા બેટા મી૦ હોરેશીઓ રોકીગહામ વૃધ્ધ ઉમરાવ અર્લ ઑફ ઇવલીના એકપૂરાં બેટી લેડી લ્યુસીઆ કેલથોર્પ સાથે ટુંક વખતમાં શાદીની પવિત્ર ગાંઠથી જોડાનાર છે. લેડી લ્યુસીઆ એક કેળવાયલી અને ખુબસુરત યુવતી છે અને થોડાક સમયથી તે પોતાના ઉમરાવ કુટુંબ સાથે રીવરડેલની નજીક એક મિત્રના બંગલામાં રહેતી હતી. તેથી અમને લાગે છે કે લેડી સાહેબાની ચેશાયરની મુસાફરી દરમિયાન તેમને મહોબ્બતની લગની લાગી હશે કે જે પર હવે ટુંક વખતમાં કાયદા અને ધર્મની મહોર મારવામાં આવનાર છે.

દુનિયા જેને ફેશનેબલ અને ઉમદા સોસાયટી કહે છે તેને લગતી નજીવી ખબરો વર્તમાન પત્રોમાં હંમેશાં ખુશામદી ભાષામાં પ્રગટ થાય છે અને આ ખબર પણ એવીજ રીત પ્રગટ થઇ હતી. પણ ત વાંચતાંજ મારા મનમાં અનેક દુઃખી વિચારો ધાઇ આવ્યા. હોરેશીઓ રોકીંગહામનું ભયંકર નામ વાંચતાંજ મારા ભૂતકાળના સઘળા ગજબનાક બનાવો મારી નજર સામે ખડા થયા. હું ગંભીર વિચારમાં પડી ગઇ. ગમીની એ લાગણી દુર કરવા માટે મેં વર્તમાનપત્ર ફેંકી દીધું—હું મારા ડ્રેસીંગ રૂમમાં દોડી ગઇ ને ફ્રાન્સીસની

મદદથી શણગાર સજવા લાગી. મી૦ આલ્વનલી આજે પાછો આવવાનો ન્હોતો કેમકે તે આમની સભાની એક કમીટીમાં અગત્યના કામ માટે રોકાવવો હતો. વળી આજે પાંચ વાગે આમની સભામાં એક સવાલ પર ગરમાગરમ ચર્ચા ચાલવાનો સંભવ હતો અને તે ચર્ચા મધરાત સુધી ખતમ થાય એવું લાગતું ન્હોતું. આથી તેણે મને કહી દીધું હતું કે તે આવતી કાલ સુધી મને મળે એવો સંભવ ન્હોતો. તેની હમેશની રીત પ્રમાણે તે તેની ગાડી મારે માટે મુકી ગયો હતો. મારા શોકજનક વિચારો બજારની ધમાલમાં ભુલી જવાશે એમ ધારી મેં "શૉપીંગ"પર જવાનો વિચાર કર્યો હતો. હું ગાડીમાં બેસી બહાર નીકળી ત્યારે લગભગ બે વાગ્યા હતા. રીજેંટ સ્ટ્રીટમાં મારા દરજી અને કાપડીઆને મળી હું બોંડ સ્ટ્રીટમાં એક ઝવેરીની દુકાનમાં ગઇ. હું ઝવેરાત જોવામાં રોકાઇ એવામાં મારી ગાડીની પાછળ એક ફાંકડી ગાડી આવી ઉભી રહી અને તેમાંથી ઉતરી એક ગૃહસ્થ ઝવેરીની દુકાનમાં દાખલ થયો. વાંચનાર, તે હોરેસ રેકીંગહામ હતો. મને જોઇને તે ચમકયો અને પછી થોડીક પળ સુધી નીચી નજરે તે મારા તરફ અજાયબી અને વખાણની લાગણીથી જોઇ રહયો. હું ફાંકડા અને કિમતી વસ્ત્રોમાં સજ થઇ હતી અને ગરૂરીની લાગણી વિના હું જણાવીશ કે મારી જીંદગીમાં આ સમય એવો હતો કે જે વખતે મારી ખુબસુરતી પુર બહારમાં ખીલી નીકળી હતી. હું પોતે પણ તેને જોઇને ચમકી. મારા ગાલપર એક પળે શરમની લાલી અને બીજી પળે ફીકાશ ધાઇ આવતી હશે એમ મને લાગ્યું. સારે નસિબે દુકાનદાર આ વખતે "શોપ-વીન્ડો"માંથી કંઇ ચીજ કાઢવામાં રોકાયો હતો તેથી તે અમારી બન્નેની લાગણી જોઇ શકયો નહિ. તરતજ

હું સાવધ થઇ ને તેના તરફ તદ્દન ઠંડાઇથી વર્તવાનેનો પહેલો મને વિચાર આવ્યો. મને તેને જોઇને જરાકબી લાગણી થઇ તે માટે હું મારી જાતપર જરા ખીજવાઇ પણ અચાનક મારા મગજમાં એક નવો ખ્યાલ બરપા થયો અને તેથી તેની સાથે કેમ વર્તવું તેનો મેં નિશ્ચય કરી નાખ્યો.

"મી૦ લામ્બર્ટ ! તમે અહિંયા ?—" હોરેસે તદ્દન શાંતિથી કહી પોતાનો હાથ લંબાવ્યો.

"હા. મી૦ રોકીંગહામ !–" તેને શેકહેંડ કરતાં હું બોલી અને મેં મારી સઘળી લાગણી દાબી દીધી.

"તમને જોઇને હું ખરેજ આનંદ પામ્યો છું–" એમ કહી તે પોતાની કામી નજરે મને ટીકી રહ્યો: "તમને લંડનમાં આવ્યે કેટલાક દિવસ થયા ?"

"થોડાક દિવસ...પણ તમે કયારે આવ્યા, મી૦ રોકીંગહામ ?" મેં પુછ્યું.

"થોડાજ દિવસ થયા. તમને ફરીથી મળવાની મને રજા આપશો ?"

મેં તરત જવાબ ન આપતાં દુકાનદારને એક બીજી ચીજ લાવવાનો હુકમ કર્યો અને તેની અમારા તરફ પીઠ થતાં મેં હોરેસને ધીમેથી કહયું: "મને તમારૂં ઠેકાણું આપો–હું તમને લખી જણાવીશ."

હોરેસનો ચેહેરો આનંદથી ખીલી ગયો. પણ તે જવાબ આપે તે પહેલાં તો દુકાનદાર માગેલી ચીજ લઇને પાછો આવ્યો.

"મને કેટલાક સોનાના છેડા જોઇએછ." હોરેસે દુકાનદારને કહયું: "હાલમાં મને ફુરસદ નથી માટે થોડાક છેડા ક્લેરેન્ડન હોટલમાં મોકલી આપજો–" આટલું કહી તેણે મારા તરફ એક અર્થસુચક નજર ફેંકી અને હું સમજી ગઇ કે આ રીતે તેણે મને તેના ઠેકાણાની માહિતી આપી હતી.

મારી ખરીદી હવે પુરી થઇ હતી તેથી હોરેસ વિવેકથી મારો હાથ પકડી મને મારી ગાડી આગળ લઇ ગયો અને હું ગાડીમાં બેઠી ત્યારે મારા તરફ વ્હાલભરી નજર રાખી તેણે મારો હાથ દાબ્યો. મેં ડોકું નમાવી તેની રજા લીધી. તેણે મારા તરફ જે રાક્ષસી નીચતા બતાવી હતી તે હું સદંતર ભુલીજ ગઇ હોઉં એવો મેં આ વખતે દેખાવ કર્યો હતો. હું ઘેર પાછી આવી અને તરતજ જે યોજના મારા મગજે શોધી કાઢી હતી તે પર વિચાર કરતી સોફાપર પડી. આજે એ યોજનાનો અમલ કરાય તેમ ન્હોતું. પણ આવતી કાલે તેનો અમલ કરવાની તક શોધવાનો મેં ઠરાવ કર્યો. તે રાતે મને ઝાઝી ઉંઘ ન આવી. કલાકો સુધી મેં વેર લેવાની યોજના પર વિચાર કર્યો. હોરેસ રોકીંગહામ પર–તે શયતાનપર હું ભયંકરમાં ભયંકર ને જખુનમાં જખુન વેર લેવા માગતી હતી.

મને આખી રાત બરાબર ઉંઘ આવી ન્હોતી છતાં બીજી સ્હવારે હું હંમેશ કરતાં વહેલી ઉઠી ને તરતજ મેં બહાર જવાનાં કપડાં પહેર્યાં. નાસ્તો લઇ મેં એક કેબ લાવવાનો નોકરને હુકમ કીધો. મારી દાસી મને ગાડીમાં બેસાડવા નીચે આવી તેને બતાવવા માટે મેં ડ્રાઇવરને રીજંટ સ્ટ્રીટમાં જવાનો હુકમ કર્યો. રીજંટ સ્ટ્રીટમાં

મારી દરજણુ રહેતી હતી પણુ ત્યાં મારે કંઇ કામ ન હોવાથી થોડેક -ર ગાડી જતાં મેં ડરાઇવરને પોટમેન સ્ટ્રીટમાં જવાનું કહયું. એ મહોલ્લામાં ડ્વલી-હાઉસ આવેલું હતું. હોરેસ રોકીંગહામ જે અમીરની પુત્રાને પરણવાનો હતો તેનું ઠેકાણું મેં "કોર્ટ-ગાઇડ"માંથી શોધી કાઢયું હતું. અર્લના મહેલ નજીક ગાડી જઇ પુગતાંજ અર્લ ઘરમાં છે કે નહિં તેની તપાસ કરાવી અને એક દમામદાર નોકરે તેનો હકારમાં જવાબ વાળ્યો.

"પણુ નામદાર અર્લ અત્યારે તમને મળે એમ મને લાગતું નથી."

"તું પુછી તો આવ—"

"હું શું નામ જણુાવું?"

"મને અર્લ સાહેબ ઓળખતા નથી એટલે મારૂં નામ કહેવાથી કંઇ વળવાનું નથી. આ ચીઠ્ઠી અમીર સાહેબને આપજે."

અગાઉથીજ મેં ચીઠ્ઠી લખી રાખી હતી. એ ચીઠ્ઠી લખનાર અર્લ ઓફ ડ્વલીને અતિ ઉપયોગી ખબર આપવા માગે છે એટલુંજ તેમાં લખવામાં આવ્યું હતું. એ ચીઠ્ઠીની ધારેલી અસર થઇ અને નોકરે મને મહેલમાં આવવાની અરજ કરી. ગાડીમાંથી ઉતરી નોકરની સાથે હું એક કુશાદે ઓરડામાં ગઇ. થોડીજવારમાં ત્યાં અર્લ ઓફ ડ્વલીએ દેખાવ દીધો. તેની ઉમ્મર સીતેરેક વર્ષની હતી પણુ તેનો બાંધો કદાવર હોવાથી તેના મ્હોપર જઇફીની કરચલી વળી ન્હોતી. તેના વાળ પાતળા ને સફેદ હતા છતાં તેની આંખોનું તેજ ઝાંખું પડયું ન્હોતું. તેની કમ્મર જરા વળી ગઇ હતી છતાં અમીરી દમામ ને અભિમાન તેના દેખાવમાં કાયમ હતા. તેની વર્તણુક ઠંડી ને

અતડી હતી. અભિમાન, સખ્તાઇ ને મ્હોટાઇની છાપ તેનાં ચ્હેરાપર સ્પષ્ટ જણાતી હતી. તરતજ મને લાગ્યું કે પાપી પેટ ભરવાને ખાતરજ વર્તમાન પત્રના ભાડુતી લેખકો એને "વેનરેબલ"ની ખોટી ઉપમા આપતા હતા. અમલદારોને 'ગેલંટ,' ધર્મગુરૂઓને 'રેવરંડ' ને, પાર્લામેંટના સભાસદને 'ઓનરેબલ'ની અપાતી ઉપમા જેટલીજ આ ઉમરાવની ઉપમા પણ ખોટી અને બનાવટી હતી. પણ અત્યારે આવા વિચારની જરૂર નથી. મારે મારો પાર્ટ ભજવવાનો હતો. મારી વાતમાં એ અભિમાની ઉમરાવ થોડીજ વારમાં રસ લેવા માંડશે એવી મારી ખાત્રી હતી અને તેના મગરૂર અને ઠંડા વર્તનથી હું જરા ઉશ્કેરાઇ હતી છતાં તેના દમામથી હું બ્હી ગઇ ન્હોતી.

"આ કંઇક વિચિત્ર અને ભેદી ચીઠ્ઠીનો અર્થ સમજાવવાની મહેરબાની કરશો? એની નીચે કોઇની સહી નથી એટલે એવી નનામી ચીઠ્ઠીપર કેટલું ધ્યાન આપવું તે વિચારવા જોગ છે—" તેણે શરૂઆત કરી.

"એ ચીઠ્ઠી કોના હાથમાં જશે તે વિષે મારી પુરેપુરી ખાત્રી નહિ હોવાને લીધે મેં તેમાં જેમ બને તેમ ઓછો ખુલાસો કર્યો છે, નામદાર!–" મેં જવાબ આપ્યો. તે મારા ચહેરા તરફ સ્થીર નજરે જોઇ રહયો. હું આ વખતે તદન શાંત થઇ ચુકી હતી.

"ઠીક છે—" કહી તેણે એક ખુરશીપર બેસવાની ઇસારત કરી. અમે બન્ને અત્યાર સુધી ઉભાંજ રહ્યાં હતાં. હું ખુરશીપર બેઠા પછી તે ઉમરાવ બોલ્યો: "તમારી ઇચ્છા પ્રમાણે તમે મારી મુલાકાત લઇ

શકયાં છો, મૅડમ! મહેરબાની કરી હવે એકદમ તમારી મુલાકાતનો હેતુ જણાવો—"

"ખચિતજ. મારા લોર્ડ! દીબાચાના એકબી બોલ વિના હું મારી વાતની શરૂઆત કરીશ—' મેં તરત જવાબ વાળ્યો: "વર્તમાનપત્ર પરથી મને ખબર મળી છે કે તમો નામદારનાં બેટી લેડી લ્યુસીઆ ડ્રેલ્થોર્પ મી૦ હોરેશીઓ રોકીંગહામ સાથે અદરાયાં છે—"

"હા...." અને એ શબ્દ બોલતાં મારા ધારવા પ્રમાણેજ અર્લપર અસર થઇ. તે અજબ થયલો જણાયો. પણ પોતાની લાગણી દબાવી તેણે કહ્યું: "એ બનાવને તમારી મુલાકાત સાથે શો સંબંધ છે તે જણાવશો?"

"મારા લોર્ડ—" હું દાંત કચકચાવીને બોલી. "તમારી પુત્રી એક એવા માણુસ સાથે—નહિ-નહિ-માણુસ સાથ નહિ—એક એવા બદમાસ દુકતા સાથે અદરાઇ છે કે જેનું જીગર કાળામાં કાળું ને નીચમાં નીચ છે..."

"તમે બહુ સખત શબ્દો વાપરો છો—" તે ઉશ્કેરાટથી બોલ્યો: "અને તમારે તે પુરવાર કરવા પડશે..."

"અમીર સાહેબ! એ દુષ્ટ, બદમાસ ને નીચ સેતાનની કપટી જાળની ભોગ થઇ પડેલી નિર્દોષ છોકરી અત્યારે આપ નામદારની સામે બેઠી છે...." આટલા શબ્દો બોલતાં ગુસ્સા અને શરમથી મારા ગાલપર રતાશ ધાઇ આવી હશે એમ મને લાગ્યું.

"જવાન છોકરી!—" ધીમેથી પોતાની ખુરશી પરથી ઉઠી, અત્યંત ધીક્કારથી–જરા પણ દયાની લાગણી વિના તે જઈફ અમીર બોલ્યો: "તું એ જવાન સામે આવી સખત લાગણી ધરાવે એ કુદરતી છે પણ એક જવાનની જુવાનીની ભુલો તેને માનભરી શાદી માટે નાલાયક બનાવતી નથી. ઘણા થોડા પુરૂષો પોતાની જુવાનીના દહાડા વિષે પસ્તાવા ને દીલગીરીની લાગણી વિના વિચાર કરી શકે છે––"

"પણ મારા લોર્ડ! મારો કેસ સાધારણ નથી..."અત્યંત આવેશમાં આવી હું બોલી ઉઠી. "તમારી બેટીનો હાથ મેળવવા માગનારે મારી સાથે ભયંકર દગો કર્યો હતો. સાંભળો, મારા લોડ—"

"પણ તમારી કથામાં તમે મીઠું મરચું નહિ ભભરાવો તેની ખાત્રી શી?" અર્લ વચ્ચે બોલ્યો: "તમારી વાત સહરાગતભરીજ હશે તે કુદરતીજ છે. તમને ગેરઇન્સાફ થયલો લાગે છે ને તેથી તમે વેર લેવાની લાગણીથી અહિં ખેંચાઇ આવ્યાં છો—"

"હાલમાં હું એકલું વેર લેવા નથી આવી, મારા લોર્ડ! હું કબુલ કરૂં છું કે મારૂ જીગર વેરની લાગણીથી તદન મુકત નથી છતાં મારો હેતુ પાક છે. એક નીચ સખસ જે ગમે તેવાં કાળાં કરતુક કરતાં અચકે એવો નથી તેવા સખસને પનારે પડી એક ભોળી, ભલી, વિશ્વાસુ અને પ્રેમાળ અબળા પોતાની જીંદગી કંગાળ કરી નાખે તે પહેલાં જો બની શકે તો હું તેને બચાવવા માંગુ છું. હું પતીત છું તેથી મારા જીગરમાંથી ભલી લાગણી તદન મરી ગઇ છે એમ ના ધારતા. હજુ પણ મારા જીગરમાં કોમળતા છે તેની

સાબીતી એ છે કે હું કાઉન્ટેસ ઓફ ઇવલી યા લેડી લ્યુસીઅને મળવાને બદલે તમો નામદાર પાસે આવી છું. હુ તમારી પત્ની યા પુત્રીની કોમળ લાગણી પર જખમ કરવા માગતી ન્હોતી. તેથીજ મેં સઘળો ખુલાસો તમારી સમક્ષ કરવાનો ઠરાવ કર્યો હતો."

મારૂં ભાષણ સાંભળી તેની અશાંતિ વધી. તેણે ધ્યાનપુર્વક બધી વાત સાંભળી હતી. થોડીકવાર તેણે વિચાર કર્યો અને પછી અણુગમતા વિચારોને દુર રાખવાનો પ્રયત્ન કરતો હોય તેમ તે બોલ્યો: "દગાનો ભોગ થનાર દરેક સખસ પોતાની કહાણીને શીહામાં શીહા ગણી લે છે. મને તમારે માટે દીલગીરી થાય છે. તમારી પાસેથી મી૦ રોકીંગહામની વિરૂદ્ધની વાત સાંભળીને મને ખરેખર ઘણોજ શોક થાય છે પણ તમે જે વાત કરી છે તેને હું તમે ધારોછ તેટલું વજન આપી શકતો નથી. મને તમારૂં નામ ને ઠેકાણું આપી જાઓ. હંજુ તમારામાં કંઇક કોમળ લાગણીઓ છે તે હું જોઇ શકું છું. મારી બેટીના ભવિષ્યના ભરથારની જુવાનીની ભુલથી તમે માહીતગાર હોવાથી, મારી બેટીની સંસારી જીંદગીની શાંતિ ધુળમાં નહિ મળે તે માટે તમને નાણુાંની બનતી મદદ કરવામાં આવશે--"

"મારા લોર્ડ!--" ગુસ્સાથી લાલપીળી થઇને હું બોલી: "મારા દેખાવ પરથી તમને લાગે છે કે હું પૈસાની તંગીમાં છું?--"

"તમારૂં અપમાન કરવાનો મારો હેતુ ન્હોતો--" અભિમાનથી તે અમીર બોલ્યો: "મારા શબ્દોમાં રહેલી માયાકુળ લાગણી તમારે સમજવી જોઇતી હતી પણ તમે તેનો ઉંધો અર્થ કરો છો એટલે હું ઇચ્છું છું કે આપણી મુલાકાત હવે ખતમ થાય તો સારૂં—"

"મારા લોર્ડ !—" ખુરશી પરથી ઉઠી હું બોલીઃ "તમે હમણાં જે પગલું લો છો તે માટે ભવિષ્યમાં અત્યંત પસ્તાશો. જો તમે નહિ માનો તો કાઉન્ટેસ ઓફ ઇવલી સમક્ષ હાજર થઇ મારે હોરેસ રોકીંગહામનાં કાળાં કામોનો સમ્પૂર્ણ હેવાલ રજુ કરવો પડશે."

"નહિ–નહિ–એમ ના કરતાં—" હું બારણા તરફ જતી હતી એવામાં મને પકડી લઇ તે ભયભીત થઇ બોલ્યોઃ "બોલો, બોલો, તમારે શું કહેવાનું છે?—"

"તમો નામદાર અત્યાર આગમજ મારી વિરૂધ્ધ મત બાંધી બેઠા છો. તમને એમ લાગે છે કે હું જે વાત કહીશ તે અત્યંત સહરાગાત ભરી હશે. મને એક નવીજ યોજના હમણાં સુઝી છે જેથી હું મને થયલા સેતાની અન્યાય વિષે હું તમો નામદારની પૂરેપૂરી ખાત્રી કરી આપીશ,"

"એ વળી શું છે?" અર્લે પુછ્યું.

"હું હોરેશીઓ રોકીંગહામના પાપ વિષે જરા પણ અતિશયોકિત કરતી નથી. એ વિષે એક પ્લાનથી તમારી ખાત્રી થશે એટલુંજ નહિ પણ તેથી તમે એ પણ જાણી શકશો કે જો કે એ તમારી બેટી સાથે ટુંક વખતમાં શાદી કરનાર છે છતાં એ હજુ પહેલાના જેવોજ વિષયી અને લંપટ છે—"

"પણ તમારો પ્લાન?—તમે તમારો પ્લાન તો કહેતાંજ નથી." અર્લ હવે અધીરો થયો.

"મારો પ્લાન બહુ સાદો છે, મારા લોર્ડ! આજે પાછલા પહોરે મારે મકાને આવજો–"

"હું તારે ત્યાં આવું ?"

"તો તમારા દીકરાને યા સોલીસીટરને મોકલો." મેં કહ્યું.

"નહિ. નહિ. હુંજ આવીશ." થોડીવાર પછી અર્લે કહ્યું.

"તો બરાબર ૩ વાગે આવી તમારી ખાત્રી કરી લેજો." મેં તેને મારૂં ઠેકાણું લખી આપી વિદાય લીધી.

---

## પ્રકરણ ૭ મું.

### હોરેસ પર વેર.

ઘેર આવતાં સાથે મેં હોરેસ પર ચીઠી જાણામાં ચીઠી લખી તેને સાડાત્રણ વાગે મળવા આવવાની વિનંતી કરી. બે વાગ્યા પછી હું શણગાર સજવા બેઠી. મેં જાણી જોઇને મારી સુંદરતા વધારવાની કોશીષ કરી. હું શણગાર સજી રહી તેટલામાં ત્રણ વાગ્યા અને અર્લ ઓફ ઇવલી ટાઇમસર હાજર થયો. મેં તેને આવકાર આપ્યો. મારી ગજબનાક ખુબસુરતી જોઇ તે જરા અસ્વસ્થ થયો. હવે અમાસની જેવું અભીમાન તેનામાં રહ્યું ન્હોતું. મેં તેને દિવાનખાનાની બાજુના રૂમમાં સંતાડી દીધો. આ રૂમમાંથી દિવાનખાનામાં થતી બધી વાતચીત શબ્દે શબ્દ સાંભળી શકાય તેમ હતું.

સાડા ત્રણના ટકોરા થતાંજ હોરેસ આવી ઉભો રહયો. મેં તેને ઉપરના-વ્હાલથી આવકાર આપ્યો તે જોઇને એ બદમાસ કામીના આનંદનો પાર રહયો નહિં. તે એક ખુરસી પર બેસી બોલ્યોઃ 'વ્હાલી રોઝ! હું તારો શી રીતે આભાર માનું? અઇ કાલે ઝવેરીની દુકાને

તું મને મળી ત્યારે તું મારા પર ગુસ્સે થશે એવો મને ભય હતો; પણ નહિ. આજના બનાવથી મને લાગે છે કે તું મારા પર ગુસ્સે નથી."

"થયું તે ન થનાર નથી એટલે હવે તમારા પર ગુસ્સે થવામાં સાર નથી. મેં તમને મારી ચીઠીમાં લખી દીધું હતું કે આપણે એકાદ કલાકજ વાત કરી શકીશું." મેં જેમ તેમ કરી સ્વર મીઠો રાખી જવાબ વાળ્યો.

"આહ! ત્યારે તો તારા પર–કદાચ તારા પ્રેમ પર દાવો કરનાર કોઇ બીજો ભાગ્યશાળી હોવો જોઇએ." તે તેના સ્ત્રી જેવા મધુર અવાજે બોલ્યો.

"પ્રેમ! પ્રેમ તો જોવા જેવોજ તો!"

"શું? ત્યારે તું મને આવા વિલાસ વૈભવમાં રાખનારને નથી ચ્હાતી?"

"હું જેની રખાત તરીકે રહું છું તેના તરફ મને કેવી લાગણી છે તેની સાથે તમને શો સબંધ?"

"મને કંઇ સબંધ નહિ. શું મારો તારા પર પહેલો દાવો નથી? ગયા જુલાઇ માસની સંધ્યાએ તેં મને ચાહવાનો ઇશારો ન્હોતો કર્યો?"

"હા, તે વખતે તમે મને કહ્યું હતું કે તમે મને પવિત્ર પ્રેમથી ચાહો છો!"

"એ વાત તદન ખરી હતી."

"હશે. પુરૂષનાં પ્રેમનો ભરોસો શો ? આજે તમારે મન હું શું બીસાદની ?"

"ત્યારે તું મારી કંઇક થવા ચાહે છે ?"

"કદાચ તેમ હોય પણ—છતાં હવે તેનો ઉપયોગ શો ? તમે તો એક ખુબસુરત ઉમરાવજાદીને પરણવાના છે, મેં એ વાત છાપામાં વાંચી હતી."

"તે વાંચીને તું નારાજ થઇ હતી ? બોલ, વ્હાલી ! બોલ." તેણે મારા તરફ તીવ્ર કામી નજર ફેંકી.

"હા. હું દીલગીર થઇ હતી: પણ કેમ તે હું જાણતી નથી. તમારા મારી સાથેના ભયંકર વર્તન પછી મને પ્રથમ આલીંગન લેનારનો વીચાર આવતાં મારા મનમાં કંઇનું કંઇ થઇ ગયુ હતું !
મેં પ્રેમાળ સ્વરે કહ્યું.

"ઓ વ્હાલી ! આજે તું મારા આનંદની અવધિ કરી રહી છે. આજે તું કેટલી સુંદર લાગે છે ?" કહી તેણે મારી કમ્મર પર હાથ નાખવાનો યત્ન કર્યો.

"નહિ. નહિ. હમણાં નહિ." કહી હું જરા દુર ખસી ગઇ.

"હમણાં નહિ. ત્યારે ક્યારે ? હાં—હું સમજ્યો ! હવે તું મારો થવા માટે કંઇ શરત કરવા માંગે છે. સાંભળ વ્હાલી રોઝ ! તેં મને મારી આપી છે તો હું પણ તારો સામે મારૂં દીલ ખોલીસ." હોરેસ

કામાંધ બચ્ચ બોલ્યો: "હું લેડી લ્યુસીઆને પરણવાનો છું એ વાત ખરી છે. તું જાણે છે કે મારા પિતા કંગાળ હતા અને ગમે તે રસ્તે પૈસાદાર થયા છે. પણ અમે વંશપરંપરાના ઉમરાવ નથી તેથી અભીમાની અમીરો અમને જોતાં નાકના ટીચકા ચઢાવે છે. જો હું કોઈ ઉમરાવજાદીને પરણું તો અમે ઉંચે મસ્તક અમીર વર્ગમાં ફરી શકીએ એટલા માટેજ હું લ્યુસીઆને પરણવા તૈયાર થયો છું."

"ત્યારે તમે તેને ચાહતા નથી. હોરેસ ?" મેં જરા ધ્રૂજતા અવાજે પૂછ્યું.

"હું એને ચાહું ! અરે રામ રામ ! લ્યુસીઆ ખુબસુરત છે ખરી; પણ સંગેમરમરની પૂતળા જેવી છે ! એનો બાપની અભિમાનમાં આંધળો બુઢ્ઢો ખચ્ચર છે. મારા બાપ પાસે પુષ્કળ પૈસા હોવા છતાં જાણે મને પરણવામાં મારા પર ઉપકાર કરતી હોય એમ લ્યુસીઆ માને છે. નહિ રોઝ ! એ પત્થરની પૂતળીને હું ચાહતો નથી. હું તો તારો ગુલામ છું."

"પણ હોરેસ ! તમારી પત્નિને છોડી તમે મારી પાસે આવી શકશો ?"

"ઘણીજ ખુશીથી. તારા જેવી પરી માટે એ બલાને હું જરૂર છોડી શકીશ. બોલ, હવે તું મારી થશે ને ?" તેની નસે-નસમાં કામ વિકાર વ્યાપી ગયો.

"માફ કર હોરેસ ! હું તમારા પર વિશ્વાસ મુકી શકતી નથી."

"હુ સોગન ખાઇને કહું છું વ્હાલી રોઝ ! હું તને સુખી કરીશ. મારા પિતા થોડા સમયમાં શહેરમાં રહેવા આવનાર છે અને તેમને મને વરસે જે ખરચ આપવાનો કહયો છે તેમાંથી મારી વ્હાલી રોઝ માટે એક બે હજાર પાઉંડ નહિ આપી શકું ?" તે આતુરતાથી બોલ્યો.

"જરા મારા દિવાનખાનામાં નજર કરી જુઓ તો ખરા કે મારો યાર મને શાની ખોટ આવવા દે છે ?"

"તું કહે તેવી તને ખાત્રી આપું—હું જીંદગીભર તને વફાદાર રહીશ."

"તમારી વાત બહુ મીઠી લાગે છે પણ જરા ભૂતકાળનો વિચાર કરો. તમે મારી સાથે કેવી નીચ દગાબાજી કરી હતી ! તમારા જીગરને પુછી જુઓ. તમારું વર્તન શયતાન જેવું ન્હોતું ? હું નિર્દોષ હતી—પવિત્ર હતી. પણ તમે મારી નિરાધાર ગરીબીનો લાભ કેવા દુષ્ટ રીતે લીધો હતો ?" મારા અવાજમાં ગુસ્સાની છટા આવી.

"વ્હાલી ! હવે ગઇ ગુજરી યાદ કરવામાં શો સાર છે ?"

"હોરેસ ! તમે સ્ત્રીનો સ્વભાવ જાણતા નથી. દગાનો ભોગ થયેલી એક સ્ત્રીની જો ખરા જીગરથી માફી માંગવામાં આવે તો તેનું ઉદાર જીગર દગાબાજને માફ કરી ફરીથી પ્રેમ કરી શકે છે."

"આહ ! જો એમજ હોય તો વ્હાલી રોઝ ! હું ખરા જીગરથી મારા બધા પાપોનો એકરાર કરું છું. મેં તારી સાથે ઘણુંજ નીચ

વર્તન ચલાવ્યું હતું અને તે માટે હું તને પગે લાગી તારી માફી માગું છું." હોરેસ છેક નમી પડયો.

"આ બધી વાત તમારે એક સાક્ષી સામે કહેવું પડશે એવી હું શરત કરૂં તો ?" હું વ્યંગથી હસી.

"સાક્ષી શાને ! શા માટે ? રોઝ ! હવે મને ના ટવળાવ. મને તારો અમીરસ પીવા દે." તે મારી નજીક આવ્યો.

"દુર જા બદમાસ ! ખરી વાત એ છે કે તેં એક સાક્ષીની હાજરીમાંજ બધો એકરાર કર્યો છે ?" હું ધિક્કારથી બોલી.

એજ પળે બાજુના રૂમના બારણા ખોલી અર્લ એકાએક પ્રવલી ત્યાં હાજર થયો. અર્લને જોતાંજ હોરેસ મોત જેવો ફીકકો થઇ ગયો. તે થોડી પળ અવાક થઇ ઉભો રહયો. અને પછી દાંત કચ-કચાવી બોલ્યો: "બદમાસ બલા ! આ માટે હું તારા પર જરુર વેર લઇશ."

"વેર લેશે ?" હું ધિક્કારથી બોલી: "જા, જા, બાબલા ! તું શું વેર લેવાનો હતો ? વેર તો આજે મેં લઇ લીધું. અને યાદ રાખજે કે જ્યારે પણ તું કોઇ પવિત્ર કુમારિકાને તારી ઝેરી જાળમાં ફસા-વવાની કોશીષ કરીશ ત્યારે આ રોઝ તારા પાપ પ્રગટ કરવાને તૈયાર થશે.'

આટલું કહી હું ચુપ રહી. તે પછી અર્લને બોલવાની તક મળી

તે હોરેસ તરફ ધીટકારથી જોઇ બોલ્યો: " મી. રોકીંગહામ ! આજથી તમારો ને મારો સંબંધ પુરો થાય છે. હું મારા કુટુંબને કે સમાજને કંઇ પણ ખબર ન પડે એવું બ્હાનું કાઢીને મારી દીકરી સાથેની તમારી સગાઇ તોડી નાખીશ. પણ જો તમે તમારા નીચ કૃત્યની બડાઇ મારતા કરશો તો તમે મારા દીકરા લોર્ડ કાલથોરપના પ્રચંડ ગુસ્સાના પાત્ર થશો તે યાદ રાખજો."

" તમારે જોઇએ તેમ કરજો, મારા લોર્ડ !" કહી તે પાપી મારા તરફ ઝેરીલી નજર ફેંકી ત્યાંથી ચાલ્યુ કરી ગયો.

હોરેસ ગયા પછી તે વૃધ્ધ અમીરે મારો અંતઃકરણથી આભાર માન્યો. તેણે મને ગમે તે આપવાની માગણી કરી પણ મેં તેને ખાત્રી આપી કે હું પૈસાની ભુખી ન્હોતી. મને જ્યારે પણ કોઇની મદદની જરૂર પડે ત્યારે પોતાની પાસે આવવાની વિનંતી કરી તે વૃધ્ધ ઉમરાવ વિદાય થયો. હોરેસ પર વેર લેવાની તક મળવા માટે મને સંતોષ થયો. થોડીજ વારમાં અલ્વનલો આવ્યો મેં તેને અથથી ઇતિ સુધી બધી વાત કહી. તેને લાગ્યું કે વેર લેવાની ધુનમાં હું હદ કુદાવી ગઇ હતી પણ તે મ્હોડેથી કંઇ બોલ્યો નહિ. થોડીજ વારમાં ડીનર આવ્યું. શેમ્પેનની પ્યાલી ભરાવા લાગી અને શરાબની મસ્તીમાં અમે બંન્ને સાંજના બનાવને ભુલી ગયાં. બીજે દિને અલ્વનલી વિદાય થયો ત્યારે મેં તેને અરજ કરી કે રોકીંગહામ અને અર્લ મને અલ્વનલીની મંજુરીથીજ મળવા આવ્યા હતા એમ મીસીસ હારબરોને વાતમાંને વાતમાં કહી દેવું કારણ કે મારા યારની જાણ ાવના હું કોઇ પુરૂષને મળું છું એવો ખ્યાલ બીજાના મન પર પડે તે મને પસંદ ન્હોતું.

# પ્રકરણ ૮ મું.

——:૦:——

## નાટકમાં.

શુક્રવારની સાંજ જોતજોતાંમાં આવી પહોંચી. મી૦ આલ્વનલીની સુચના અનુસાર મેં સુંદર સ્વાદિષ્ટ ખાણા માટે ઓર્ડરો આપ્યા. હજુ માર્ચ મહીનાની શરૂઆત થઇ હતી તો પણ કોવેન્ટ ગાર્ડન માર્કેટમાંથી મી૦ આલ્વનલીએ મોંઘીદાટ કિમ્મત આપીને લીધાં પીઝ અને સ્ટ્રોબેરીઝ મોકલી આપ્યાં હતાં. મહેમાનો આવવાનો વખત થતાં મેં શણગાર સજવા માંડયાં. આજે હું મારા ઉત્તમમાં ઉત્તમ પોષાકમાં સજ્જ થઇ અને બેમુલ ઝરઝવેરાતથી મારી દેહલતા દીપી ઉઠી. ગસ્ટેવ સાંજે છ વાગે આવ્યો ત્યારે તે મારી મોહક ખુબસુરતી જોઇ ગાંડોઘેલો થઇ ગયો.

ત્યાર પછી તરતજ મહેમાનો આવવા લાગ્યા. બે ત્રણ ગૃહસ્થો તેમના આશરા નીચે રહેતી સ્ત્રીઓની સાથેજ આવ્યા હતા. બાકીના ગૃહસ્થોએ પોતાની માશુકોને મારે ઘેરે મળવાની ગોઠવણ કરી હતી. બધા મળીને તેર મહેમાનો હતાં, જેમાં સાત ગૃહસ્થો અને છ સ્ત્રીઓ હતી. સ્ત્રીઓમાં એક અતડી અને અવિવેકી જણાતી બાઇને અપવાદ કરતાં બીજી લલનાઓનો દેખાવ આબરૂદાર બાનુઓ જેવો હતો. આનો અર્થ એ કે જો તેઓ ચાહે તો તેઓ માનવંત બાંનુઓનો પાર્ટ ભજવી શકતી. શરૂઆતમાં એ બધીય સુંદરીઓ

માનમલાહજાથી વર્તી હતી. તેમનો પોષાક ભભકાદાર હતો અને તેમની ગરદન તથા કાંડી પર હીરામોતીના અલંકારો ઝગઝગી રહયાં હતાં. પુરૂષોમાં ત્રણ ઉમરાવો હતા. એક આમની સભાનો સભાસદ હતો, એક મોટો સરકારી ઓધ્ધેદાર હતો, એક પ્રખ્યાત બેરીસ્ટર હતો અને એક લાઇફગાર્ડસનો કેપટન હતો. પેલો બેરીસ્ટર આધેડ ઉમ્મરનો મોટા ગોળ લાલ મ્હોવાળો સખસ હતો જેનું "બારડોફી-અન" નાક તેની બાટલી સાથેની જાની દોસ્તીની કસમપૂર્વક સાક્ષી પુરતું હતુ. તે પેલી અવિવેકી અને અતડી જણાતી બાઇનો આશક હતો. એ બાઇ એના વખતમાં પ્રખ્યાત સુંદરી હતી એમ કહેવાતુ હતું અને હવે જેમ તેમ આ સમાજમાં ટકી રહી હતી કેટલીક સ્ત્રીઓ પોતાના પ્રિયતમોના નામથીજ ઓળખાતી હતી, જ્યારે બીજીઓ પોતાના મનગમતાં નામ ધારણ કરી રહી હતી. બેરીસ્ટર મી૦ દીલકીન્સનની માશુક મીસીસ દીલકીન્સનને નામેજ ઓળખાતી હતી.

આ સ્થળે જણાવવું જોઇએ કે લાઇફગાર્ડસનો કેપટન એક-લોજ કોઇ માશુક વિનાનો હતો. તેનું નામ રેજીનાલ્ડ ફોરટેસ્કયુ! તે અસાધારણ ફાંકડો જવાન હતો. તેની ઉમ્મર ભાગ્યેજ ૨૫ વરસની હશે. તેના કાળા વાળ, ચળકતી કાળી મુછો અને હડપચી પરની ફ્રેંચ બીઅર્ડથી તે અત્યંત સોહામણો લાગતો હતો. તેના મુખ પરથી તેની ખાનદાનીની ભવ્યતા સ્પષ્ટ જણાઈ આવતી હતી. તેનો બાંધો પાતળો પણ સુડોળ હતો અને વર્તણુક પ્રેમાળ તથા વિવેકી હતી. પણ તેનામાં જરા બેદરકારી અને મોજીલાપણું પણ હતું.

તેનો અવાજ અતિ મીઠો હતો. અને તેની વાતચીત દરરોજ બનતા નજીવા . બનાવો વિષે હોવા છતાં તેનામાં સંસ્કાર અને બુદ્ધિનાં તત્વો છૂપાં રહેતાં નહિ. શ્રીમંત સમાજમાં ઉછરેલો તે એક એવો જવાન હતો કે જે જો શ્રીમંતાઇની મુર્ખાઇઓ તજી દઇ પોતાની બુદ્ધિનો રૂડો ઉપયોગ કરે તો સઘળાંના મન હરણ કરી સમાજના એક બેમુલ રત્ન સમાન શોભી રહે. તેની આંખો સ્નેહાળ, વિશાળ અને શ્યામ હતી અને જ્યારે તે સ્મિત હાસ્ય કરતો ત્યારે તેના સુંદર દાંતોની હાર દાડમની કળીઓ જેવી લાગતી. હમણાં તેણે તદ્દન સાદાં કપડાં પહેર્યાં હતાં અને એ પોષાક તેની ખુબસુરતી ને યુનીફોર્મ કરતાં વધુ અનુકુળ હતો એમ મને લાગ્યું. લાઇફગાર્ડનો યુનીફોર્મ લાંબા અને કદાવર માણસોનેજ શોભે છે.

આ બધા મહેમાનો સાથે મારી પહેલી પીછાન કરવામાં આવી ત્યારે હું ઘણીજ શરમાઇ—મુઝાઇ. એક પળ પહેલાં જેઓને હું ઓળખતી ન્હોતી તેમની વચ્ચે જઇ પડવાથી હું મુઝાઇ ન્હોતી પણ ઘરની રાણી તરીકે એ બધાનું સ્વાગત કરવાની જવાબદારી મારી પર હોવાથી મને ઘણી મુઝવણ થઇ. બીજું પણ એક કારણ હતું અને તે આવી સ્ત્રીઓને સાથી તરીકે પસંદ કરવાની મને પડેલી ફરજ ! આ વિચારની અસરથી હું દિલગીર થઇ ગઇ અને તેથી મેં ગસ્ટેવને કાનમાં કહી દીધું કે હું ડીનરની ટેબલ પર આગેવાની લઈ શકીશ નહિ. મેં મને તેની બાજુમાં બેસવા દેવાની અરજ કરી અને તેણે એવી ગોઠવણ કરવાનું વચન આપ્યું. જ્યારે ડીનરનો વખત થયો ત્યારે અમે જમવાના ઓરડા તરફ કુચ કરી. કેપટને

મારો હાથ પકડયો. મી૦ આલ્વનલીએ રમુજમાં કહ્યું: "આ તો લીબરટી હૉલ છે. મઝા કરો." આ શબ્દો ઉચ્ચારાતાંજ સોસાયટીના સઘળા નિગમોને પાણીચું આપી દેવામાં આવ્યું અને સુંદરીઓ તરફ પુરૂષ વધુ કાળજી બતાવી શકે તે માટે ડીનરની આગેવાની મુછાળા મરદોને ફાળે ગઇ. મી૦ દીલકીન્સન બેરીસ્ટર ટેબલને એક નાકે ગોઠવાયો. મી૦ આલ્વનલીએ મોખરે બેઠક લીધી. તેની એક બાજુએ હું બેઠી અને બીજી બાજુએ મીસીસ દીલકીન્સન ગોઠવાઇ. કેપટન ફોરટેસ્કયુ મને ડાઈનીંગ રૂમમાં લઇ આવેલો હોવાથી તે મારી બાજુમાં બેઠો અને મને શરમાળ જોઇને તે મને ખુશી કરવાને અનેક રમુજી વાતો કરવા લાગ્યો.

ટેબલ પર સુંદર સ્વાદીષ્ટ ચીજો આવી પડી. કાચના પ્યાલા અને રકાબીઓ દીવાના પ્રકાશમાં ઝળહળી રહયાં. એ રકાબીઓમાં એ મોસમમાં મળતી સઘળી ઉત્તમ ચીજો હતી એટલુંજ નહિ પણ એ રૂતુમાં ન મળી શકે એવી ચીજો પણ મૌજુદ હતી. આખો ઓરડો પ્રકાશથી ઝળહળી રહયો હતો અને એ પ્રકાશ સુંદરીઓના હીરાઓમાં પ્રતિબિંબિત થતાં ત્યાંની શોભા ઓરજ થઇ રહી. શેમ્પેનની બાટલીઓ આઇસમાં પડી હતી. બાજુમાં પડેલા એક સાઇડ બોર્ડમાં મેવો તથા મીઠાઈ ભરી હતી. મી૦ આલ્વનલીના બે નોકરોને ખાસ મેફેરમાંના તેના મકાનમાંથી આ પ્રસગે બોલાવવામાં આવ્યા હતા. ટુંકામાં જાણે કોઇ ઉમરાવજાદા યા રાજવંશીને ત્યાં મીજબાની અપાતી હોય એવો અહિંનો દેખાવ હતો. પણ અફસોસ ! આ મીજબાની કોને અપાતી હતી ? વારંવાર એક કાતીલ વિચાર

મારી છાતી ચીરી નાખતો હતો. જે વખતે અમે શેમ્પેનની પ્યાલી ભરીભરીને ઉડાવતા હતા ત્યારે લંડનના હજારો કંગાળો સુકી રોટી માટે ટળવળતા હશે ! પ્રમાણિક અને પવિત્ર જીંદગી ગુજારનારા ગરીબો જ્યારે પેની પેની માટે મોહતાજ બનતા હશે ત્યારે અહિંયા અપવિત્ર અને અનીતિના ગંધાતા વાતાવરણમાં તુચ્છ યુવતીઓની પાછળ મોહઘેલા શ્રીમંત જવાંનો કાંકરા પેઠે પૈસા ઉડાવી રહ્યા હતા !

શેમ્પેન છુટથી ઉડવા લાગ્યો. કેપટન ફોરટેસ્કયુએ આગ્રહપૂર્વક મારી પ્યાળીઓ ભર્યા કરી અને મારા ગમગીન દીલને રાહત આપવા માટે મેં એક પછી એક પ્યાળી ખાલી કરવાનું ચાલુ રાખ્યું. શરાબની અસરથી મારી ગમી દુર થઇ અને હું મોજથી હસી હસીને વાત કરવા લાગી. બીજી સ્ત્રીઓની જીભ પણ તરતજ છુટી થઇ–હસાહસ અને મશ્કરી વધી ગઇ–અને આખરે આ મીજબાની શરાબી મંડળમાં ફેરવાઈ ગઇ. બીજી સ્ત્રીઓ એટલો બધો શરાબ પીતી રહી કે હું તે જોઈ અજબ થઈ. કેફની અસર વધતાં વાત-ચીતમાંથી લાજશરમ ઓછી થતી ગઇ અને કેટલીક વાર હલકી જાતની મશ્કરી થતી સાંભળીને હું શરમથી લાલ લાલ થઇ ગઇ. બીજી સ્ત્રીઓ કરતાં મારામાં લજ્જાનો અંશ વધુ છે તે જોઇને કેપટન ફોરટેસ્કયુએ મને રાજી રાખવા માટે વિવેકની મર્યાદા કુદાવી ન્હોતી. બીજા બધા સાનભાન ભૂલીને ગમે તેવી મશ્કરી ઉડાવી રહ્યા હતા. બબ્બાના બહારમાં મી૰ આલ્વનલી પણ મસ્તાન થઇ ગયો હતો. આ તકનો લાભ લઇ પેલા યુવાન અમલદારે ધીમે

સ્વરે મારી પ્રશંસા કરવા માંડી. તેની આંખોમાં મહોબ્બતની ઘેન હતી તે તરતજ હું જોઇ શકી. મેં તેને બીલકુલ ઉ-તેજન આપ્યું નહિ. તેના પ્રેમાળ શબ્દો તરફ બેદરકારી બતાવી. તે મારી નાપસંદગી સમજી જઇ બીજી વાત કરવા લાગ્યો એટલે હું રાજી થઈ અને અમે અનેક જાતના ટોલટપ્પા મારી આનંદથી વખત પસાર કરવા લાગ્યાં.

મધરાત સુધી આ ધીંગામસ્તી ચાલુ રહી. આ વખતે કેટલાંક સ્ત્રી પુરૂષોની દશા શરાબની કેફથી નપેતર થઇ ગઇ હતી. સરકારી ઓધ્ધો ધરાવતો પાર્લામેંટનો સભાસદ સૌથી વધુ ચકચૂર થયો હતો અને તેની બાજુમાં બેઠેલી મીસીસ દીલકીન્સનના દીદાર પણ જોવા જોગ થઇ ગયા હતા.

"ઉ–ઉડાવો—ઉડાવો—તમે કેટલોક પીશો ?" એક હાથમાં પ્યાલી ઉપાડી મીસીસ દીલકીન્સન ભયંકર હાસ્ય કરતી બોલી, અને તે સાંભળતાંજ બધાં ખડખડ હસી પડયાં.

આખરે મીજબાની પૂરી થઇ. મારી મહેમાનગીરી માટે ગૃહસ્થોએ મારો આભાર માન્યો. સ્ત્રીઓએ મારી પ્રશંસા કરી મારી સાથના પરિચય માટે આનંદ દર્શાવી કોઇકવર મને પોતાની મહેમાનગીરી ચખાડવાનું વચન આપ્યું. કેપટન ફોરટેસ્કયુ વિદાય થયો ત્યારે તેણે મને શેકહેંડ કરતાં મારો હાથ ધીમેથી દાબ્યો અને સ્નેહભરી નજરે બે પળ મારા તરફ જોઇ રહયો. મેં તરતજ મારો હાથ ખેંચી લઇ તેને એવા ઠંડા ભાવથી નમન કરી રૂખસદ આપી કે તે પણ સમજી ગયો હશે કે તેની આશા પાર પડે તેમ નથી.

શરાબની કેફ મને પણ ચઢી હતી છતાં મી૦ આલ્વનલી તરફની ફરજ ભૂલી જવા જેટલી હું બેફામ થઇ ગઇ ન્હોતી. હું કલંકિત હતી–મી૦ આલ્વનલીની રાખ તરિકે હું જીવતી હતી–મને બેશરમ સ્ત્રી પુરૂષોથી દોસ્તી શોધવાની ફરજ પડી હતી: તો પણ સ્વમાન અને રમણીની શોભારૂપ લજ્જાને મેં સંપૂર્ણ તીલાંજળી આપી દીધી ન્હોતી.

"કેમ મઝા પડીને?" મહેમાનો ગયા પછી ગસ્ટેવે પૂછ્યું.

"હા, બહુ મઝા પડી," મેં તેને રાજી કરવાને જવાબ આપ્યો. જે ઉદારતાથી તે મને ખુશી કરવાનો પ્રયાસ કરતો હતો તે જોઇ હું તેને નાખુશ કરવા ચાહતી ન્હોતી. વળી એટલો બધો લે લેગુરૂ થઇ ગયો હતો કે હું તેને આ સમયે ગમે તે કહેત તો તે પર ગંભીર વિચાર કરવાની તેનામાં તાકાત રહી ન્હોતી.

સ્હવારે નાસ્તા વખતે મેં તેને ગઇ રાતના મહેમાનો વિષેનો મારો અભિપ્રાય જણાવી દીધો.

"દારૂ પીધા પછી એ લોકો જબાનપર કાબુ જાળવી શકતાં નથી."

"હા, એમ છે તો ખરૂં, રોઝ! સંજોગો એવા છે કે એથી વધુ સારી કંપની આપણને મળે એમ નથી," તેણે જવાબ આપ્યો.

મીજબાની અપાયા પછી ત્રણ મહિના વહી ગયા. એ સમયમાં કંઇ જાણવાજોગ બનાવ બન્યો નહિ. ફક્ત મારા વર્તનમાં ફેર પડયો હતો. મીજબાની પછી અમીરો અને બીજા ગ્રહસ્થો વારંવાર

મારી મુલાકાતે આવવા લાગ્યા. શરૂઆતમાં મને તેઓની મુલાકાત ગમી નહિ, પણ ધીમે ધીમે મારો અભાવ ઉડી ગયો અને હું તેમની સાથે છુટથી ભેળાઇને મારો સમય પસાર કરવા લાગી. જે સ્ત્રીઓ મીજબાનીમાં આવી હતી તેઓને ઘેર ડીનર લેવા જવાનું કોઇ આમંત્રણ મેં અત્યાર સુધી સ્વીકાર્યું ન્હોતું. એવા આમંત્રણનો ઇનિકાર કરતાં મારે વિવેકથી કંઈ ને કંઇ બહાનું બતાવવું પડતું અને કોઇને ખોટું ન લાગે એવી રીતે હું તેમના પંઝામાંથી હું બચી ગઇ હતી. એ સ્ત્રીઓઓમાંની કેટલીક પુર ઠાઠમાઠથી વૈભવ-વિલાસમાં રચીપચી રહેતી હતી. તેમનાં મકાનો શહેરના ફેશનેબલ લતાઓમાં હતાં. તેઓ વારંવાર રંગરાગ ઉડાવાને નાટકશાળામાં જતી અને આ રંગીલા નાટકનો અંત કેવો આવશે તેનો લેશમાત્ર વિચાર કર્યા વિના અયાશીમાં જીંદગી ગાળતી હતી.

શરૂઆતમાં એક બે પુરૂષોએ મારી ખુબસુરતીની તારીફ કરી મારો દાણો ચાંપી જોયો હતો પણ તેમની ભાષા ગુસ્સો ઉપજાવ-નારી ન્હોતી તેથી કેપટન ફોરટેસ્કયુની પેઠે તેમને પણ મેં મારા શાંત વર્તનથી ઠંડા પાડી દીધા હતા. કેપટન ફોરટેસ્કયુ મને વારંવાર મળવા આવતો હતો. તેણે તેની જૂની વાતચીત એક બે વાર તાજી કરવાની કોશેષ કરી હતી, એકંદરે તેનું વર્તન વિનયી અને માન ભર્યું હતું. છતાં અજાણતાં મેં તેના દીલપર પ્રેમાળ છાપ પાડી હતી તે હું જાણુતી હતી. મેં એકવાર ગસ્ટેવને આ વાત કહી જણાવી દીધું કે કેપટન મને મળવા ન આવે તો સારૂં. મી૦ આલ્વનલી આ સાંભળી હસી પડયો અને મને વ્હાલથી આલિંગન

લઇ કહ્યું કે તેને મારા પર સંપૂર્ણ વિશ્વાસ છે. તે એવી નજીવી બાબતથી અદેખો બને એવો નથી.

ત્રણ મહિના વીતી ગયા પછી જે બનાવ બન્યો તે હું હવે વર્ણવીશ.

મે મહિનો પૂરો થવા આવ્યો હતો. પાછલા પહોરે ગસ્ટેવ મને રીજંટ સ્ટ્રીટમાં એક ઝવેરીની દુકાને લઈ ગયો અને ત્યાંથી અમે ૪૦૦ પાંઉડનો સુંદર હિરાનો સેટ ખરીદયો. અમે હીરાઓ તપાસતા હતા ત્યારે મારી નજર અચાનક એક મવાલી જેવા માણુસ પર પડી. તે દુકાનની બારીમાંથી અમારા તરફ જોઇ રહયો હતો. તેનો ચેહેરો એવો ભયંકર હતો કે હું એકદમ ગભરાઇ ગઈ. ઝવેરી તથા મી૦ આલ્વનલી બન્નેની નજર મારા ભયભીત ચેહેરા પર પડી. મેં તેમને પેલા માણુસની વાત કરી અને બંનેએ મને હિમ્મત આપી શાંત કરી. એ બનાવનો મેં વધુ વિચાર કર્યો નહિ. એક સુંદર કાસ્કેટમાં હીરા મુકી અમે ગાડીમાં બેઠાં અને ઝવેરીની દુકાન છોડી જરમીન સ્ટ્રીટ તરફ જવા લાગ્યાં. પીકાડીલી પસાર કરી જતાં પેલોજ બદમાશ ફરીથી મારી નજરે પડયો. તે ઝડપથી એક ખુણામાં સંતાઈ જતો હતો. તેની સાથે એક બીજો તેના જેવોજ મવાલી હતો. હું ફરી બ્હીધી અને મી૦ આલ્વનલીને એ વાત કહીને ઉમેર્યું કે તેઓ અમે કયાં જતાં હતાં તે જાણુવા માટેજ અમારી ગાડીની પાછળ પડયાં હશે. મી૦ આલ્વનલીએ ફરીથી મને હિમ્મત આપી કહ્યું કે એ બદમાસોની દયાનત અમને લુંટવાની હોય તો પણુ તેમના પર અમને શક આવ્યો છે એ વાત તેઓ

જાણી ગયલા હોવાથી હવે તેઓ એવી કોશેષ કરવા આવવાના નથી. હું મુઝાઇ—મને લાગ્યું કે સંપૂર્ણ સુખમાં દુઃખનું એક બીંદુ ન હોય એવું કદિ બનતુંજ નથી. હું હીરાનો સુંદર સેટ લઇને આવી તેથી મને જેટલો આનંદ થયો તેટલીજ બીક આ મવાલીઓને જોઇને મારા મનમાં ઉત્પન્ન થઈ. અમે ઘેર પહોંચ્યા ત્યાર પછી ત્રણી વારે મારા મનમાંથી મેં એ ભયને ખંખેરી નાખ્યો.

બીજે દિવસે મી○ આલ્વનલી ગેરહાજર રહ્યો અને કેપટન ફોરટેસ્કયુએ મારી મુલાકાત લીધી. તેનો ચેહેરો જરા લાલ હતો. તેણે પોતેજ મને કહ્યું કે તે એક ઉમરાવને ત્યાં નાસ્તો લેવા ગયો હતો અને ત્યાં તેને શેમ્પેન પીવાની ફરજ પડી હતી. તેણે દારૂ પીધો હતો છતાં તે છાકટ થઇ ગયો ન્હોતો. દારૂની ધુનમાં તેણે જરા છુટથી વાત કરવા માંડી—ફરીથી મારી સુંદરતાની તારીફ કરી—હું ચુપ રહી એટલે તેની હિમ્મત વધી અને તે મારાં વદન તરફ સ્થિર નજરે જોઇ રહયો. આજ પળે મીસીસ હારબરો એક કાગળ લઇને મારા ઓરડામાં દાખલ થઇ. દાસી હાજર ન હોવાથી ઘરવાળી પોતે પત્ર લઇ આવી હતી. એ પત્ર મી○ આલ્વનલીનો હતો અને તેમાં તેણે મને રાતે નાટકમાં જવાનું હોવાથી સાંજે કપડાં પહેરીને તૈયાર થઇ રહેવાની વિનંતિ કરી હતી. મીસીસ હારબરો ઓરડામાંથી ચાલી ગઈ કે તરતજ કેપટન ફોરટેસ્કયુએ પોતાના સ્વભાવથી વિરૂધ્ધ જઇ કંઇ પણ કારણ વિના મારી ફાંકડી ઘરવાળીની તારીફ કરવા માંડી. હું સમજી કે મારી તેના તરફથી બેદરકારીનું તે વેર લઇ રહયો છે. હું ગુપચુપ સાંભળી રહી, જાણે

સાંભળતીજ ન હોઉં તેમ ! તરતજ તે નારાજ થઇ ઉભો થયો. અને મને સલામ કરી રજા લીધી.

તે ગયો કે તરત હું ડ્રોઇંગ રૂમમાંથી બહાર નીકળી ડ્રેસીંગ રૂમમાં જતી હતી એવામાં મને નીચેથી મીસીસ હારબરો અને કેપટનના અવાજ સંભળાયા. હું વધુ સાંભળી શકી નહિ પણ ઘરવાળી બાઇએ કેપટનને પોતાના ઓરડામાં આવી જરા રીફ્રેશમેંટ લેવાની આજીજી કરી તે હું સાંભળી શકી. કેપટને તેના આમંત્રણનો સ્વીકાર કર્યો. બારણું ઉઘડવાનો અવાજ સંભળાયો અને બંને ઓરડામાં ગયાં. આ નજીવા બનાવથી મને શા માટે દુઃખ થયું તે હું સમજી શકી નહિ. શું રેજીનાલ્ડ ફોરટેસ્કયુ માટે મારા જીગરના ઉંડાણમાં પ્રેમની લાગણી પેદા થઇ હતી ? આ સવાલ નેમારા મન પુછતી હું ડ્રેસીંગ રૂમમાં જઈ શણગાર સજવા લાગી પણ કેપટન ફોરટેસ્કયુ અને મીસીસ હારબરોવાળો બનાવ હું ભુલી શકી નહિ. જો એ બનાવથી મને ઇર્ષ્યા ઉપજી હોય તો તે સુંદર ગાર્ડસમેન તરફ મારા દીલમાં સ્નેહની ચીનગારી સળગેલી હોવીજ જોઇએ. આ વાત હું માની શકી નહિ છતાં મ.રા જીગરના અનંત ઉંડાણમાં ઉગતા સત્યનો આ આભાસ હતો એમ મને લાગ્યા વિના રહ્યું નહિ.

ફ્રાન્સીસની સહાયથી મેં શણગાર સજ્યા. મારા વાળની ગુચ્છા પાડવાને બદલે આજે મેં સીધું માથું ઓળી અંબોડો વાળી દીધો. મી. આલ્વનલીએ ખરીદેલા હીરા મારા શરીરપર ઝગઝગી રહ્યા. હું શણગાર સજી નીચે ઉતરી ત્યારે મી. આલ્વનલી મારી રાહ જોતો દીવાનખાનામાં બેઠો હતો. મારી જાદુભરી સુંદરતા જોઇ

તે છક્ક થઇ ગયો. અમે બંને સાથે ડીનર લેવા ગયાં અને ત્યાંથી યોગ્ય સમયે ગાડીમાં બેસી નાટકશાળામાં ગયાં.

હાઉસ ચીકાર હતું. ત્યાંનો દેખાવ આંખને ઉડી વળગે એવો હતો. ઝગઝગ થતી બતીનો પ્રકાશ રમણીઓના હીરા મોતીના અલંકારોમાં પ્રતીબીંબીત થઇ એ સ્થળને ઇંદ્રભવન જેવું બનાવી રહ્યો હતો. સુંદરીઓનું આવું પ્રદર્શન મેં અગાઉ કદિ જોયું ન્હોતું. જ્યાં નજર કરો ત્યાં એક એકથી ચઢીયાતી જોબન અને સુંદરતાના પુર બહારમાં ખીલેલી રમણીઓ નજરે પડતી હતી. મને લાગ્યું કે બૉક્ષમાં નાટક જોવા બેઠેલા પુરૂષો રંગભુમીમાં તખ્તાપર ભજવાતો નાટક જોવાને બદલે પોતાની આસપાસની દુનિયવી પરીઓ પરજ નજર સ્થિર કરી રહે તો તેમાં અજબ જેવું કંઇ ન્હોતું. ઘણા જવાનોની નજર મારાપર પણ ખેંચાઇ હતી એમ હું કહું તો વાંચનાર મને અભિમાની ન ગણી કાઢે એવી હું આશા રાખું છું. મારી મોહક દેહલતા નાટકશાળામાં અનેક જવાનોની આંખ ચકરાવી રહી તે જોઇને મી. આલ્વનલી મગરૂર થયેલો દેખાયો. નાટક ચાલતો હતો ત્યારે અમારા બૉક્ષમાં અમારી પીછાનના એક બે ગૃહસ્થો અમને મળી ગયા અને થોડીક વાતચીત કરી નાટકનો એક એકટ ખતમ થવા બાદ પોતાની માશુકો સાથે અમને સપર લેવા આવવાના ઇજન કર્યાં, પણ મને એવાં આમંત્રણો પસંદ નહિ હોવાથી મી૰ આલ્વનલીએ વિવેકથી ના પાડી દીધી.

નાટક આગળ ચાલ્યો. આ વખતે બોક્ષમાં અમે બે જણજ હતાં. આ પળે મી. આલ્વનલીએ પીટમાં બેઠેલા એક સુસજ્જિત

યુવાન તથા તેની બાજુમાં બેઠેલી યુવતી તરફ મારૂં ધ્યાન ખેચ્યું. મેં તેઓ તરફ જોયું ત્યારે પેલી યુવતી એવી રીતે બેઠી હતી કે જેથી તેના સાથી પર મારી નજર પડી શકે નહિ પણ તે જરા વાંકી વળી એટલે મેં તેના સાથીને જોઈ લીધો. અફસોસ! હું શું કરૂં? કેવી રીતે મારો મનોભાવ છુપાવું? પીટમાં એ જોબનવંતી લલનાની બાજુમાં ફાંકડેરાવ થઇને બેઠેલો સખસ બીજો કોઇ નહીં પણ મારો પોતાનો ભાઇ સીરીલ હતો.

હા—કિમતી પોશાકમાં, વેસ્ટકોટપર લટકતા સોનાના છેડા સાથે ત્યાં મારો ભાઇ સીરીલ બેઠો હતો. તેનો દેખાવ જોતાં તેની પાસે પાંચ પૈસા હશે એમ સ્પષ્ટ જણાતું હતું. અજાયબીથી મારા હોઠ સીવાઈ ગયા; નહિ તો મેં ચીસ પાડી દીધી હોત. ગસ્ટેવની નજર આ સમયે બીજી બાજુએ હોવાથી તે મારી અસ્થિરતા જોઈ શકયો નહિ. હું તેને મારી શોધથી વાકેફ કરવાની અણી પર હતી પણ નહિ. મને લાગ્યું કે એમ કરવામાં સાર નથી. મારા દીલમાં દર્દ-ભર્યો ખ્યાલ આવ્યો કે સીરીલ આબરૂદાર જીંદગી ગુજારતો નથી. જો તેમ હોય તો તે આવા સુંદર પોપાકમાં નાટક જોવા શી રીતે આવી શકે? અને વળી પેલી. રમણીને શી રીતે રાખી શકે? એ તેની પત્ની તો ન્હોતીજ તે વિષે તો કંઈ શક હતોજ નહિ. આથી જો તે ઉડાઉ રીતે, અવિચારી કરજ કરીને યા તેથી પણ બૂરાં કામ કરીને જીવતો હોય તો તેની મારા ભાઈ તરિકે મી૦ આલ્વનલી સાથે પીછાન કરાવવામાં ડહાપણ નહોતું કેમકે તેના વર્તનથી મારૂં જીવન હતું તે કરતાં પણ વધુ કલંકિત ગણાત. કદાચ આવા

ભાઈની હું બ્હેન હોવાથી ગસ્ટેવ શરમાઇને મને છોડી પણ દે. અને જો તેમ થાય તો મારૂં તો આવીજ બને. અચાનક આવા વિચારો આવવાથી હું ચુપ મરી રહી. સીરીલની નજર મારા પર ન પડે તેટલા માટે હું બોક્ષમાં જરા પાછળ બેઠી અને મી૦ આલ્વનલીએ મારી ખબર પૂછી ત્યારે ગરમીને લીધે માથું દુખવાનું બ્હાનું કાઢી મેં ઘેર જવાની અરજ કરી. તેણે ખુશીથી મારી વાત માન્ય રાખી. ગાડીવાળાને હુકમ કર્યો હતો તે વખતને હજુ વાર હોવાથી ગાડી આવી છે કે નહિ તે જોવાને મી૦ આલ્વનલી બ્હાર ગયો. હું દુ:ખી વિચારોમાં બોક્ષમાં એકલી પડી. સીરીલ શું કરતો હશે? મારે એને મારી પાસે આવીને વાત કરવાનો ઈસારો કરવો કે નહિ? આ સવાલો હું મારા મગજને પૂછતી હતી, એવામાં અચાનક બોક્ષનું બારણું ખુલ્યું પણ એ આવનાર ગસ્ટેવ ન્હોતો. એ મારો જુનો વેરી બદમાસ હોરેસ રોકીંગહામ હતો. તેની આંખોમાં નીચતા ભરી હતી. તેના ચહેરા પર રાક્ષશી દુશ્મનાવટ અને શયતાની કષ્ટતાની લાગણી હતી.

"જો રોઝ!" પીટ તરફ આંગળી કરી હોરેસ ધીમે અવાજે બોલ્યો: "હું એની મારફતે તારા પર જબુન વેર લઇશ."

"બદમાસ દુકત!" હું ધીમા પણ ગુસ્સાભર્યા અવાજે બોલી: "તું શું કહેવા માગે છે? મેં મારી પવિત્રતાની અમૂલ્ય કિમ્મત આપીને એની સલામતી ખરીદી ન્હોતી?"

"હા પણ હવે હું જુદી રીતે મારૂં વેર વાળવાની યોજના ઘડું છું. અને તેમાં કદાચ તારો પણ સમાવેશ થશે." તે નીચ

દુષ્ટ જુસ્સાથી આટલા શબ્દો બોલી તે બોક્ષ છોડી ગયો. તે આવ્યો ત્યારે હું ઉભી થઈ ગઈ હતી. હવે હું પાછી બેસી ગઇ અને શોકમાં ગીરફ્તાર થઇ ગઇ. એ શું કરતો હશે ? મારા કમનસીબ ભાઈની આસપાસ એ કઇ જાતની જાળ પાથરતો હશે ? જો તે સ્પષ્ટ કહી ગયો હોત તો હું ગમે તેવા કારમા વેર માટે તૈયાર હતી. પણ તે મને ભયંકર અચોકસતામાં મૂકી ચાલી ગયો હતો. ગરટેવ આવ્યો ત્યારે હું મારી અશાંતિ દાબી શકી ન્હોતી. મને ફીકકી જોઈ તે બિચારો એમજ સમજ્યો કે હું ઘણી બીમાર થઇ ગઇ છું. ગાડી તૈયાર હતી. તરતજ તે મને થીએટરમાંથી બ્હાર લઇ જવા લાગ્યો. અમે દાદર ઉતરી નીચે ગયા. અને કમ્પાઉંડમાં આવ્યાં. તેજ પળે એક સ્ત્રી બરાબર મારી સામે આવી. તેના ગાલ રંગેલા હતા અને તેની આંખોમાં શરાબની ખુમારી હતી. ભયંકર હાસ્ય કરી તે મારા મ્હોડા સામે ઉભી રહી બોલીઃ “તું કોણ છે તે તરતજ જણાઇ આવે છે. સતી હોવાનો ડોળ કરવા છતાં તું પરણેતર નથી તે તરતજ માલુમ પડી આવે છે અને યાદ રાખજે કે એક વખત તારે પણ મારી પેઠે આવી જગ્યાએ રખડવું પડશે.”

એ ધિકકારપાત્ર સ્ત્રીની હાઝરીથીજ મને તિરસ્કાર ઉપજ્યો. તેના શ્વાસથી હવા પણ દુર્ગંધી થતી જણાઇ. રગતપીતીયાથી જેમ માણસો દુર નાસે તેમ હું તેનાથી બે ત્રણ ડગલાં પાછળ હઠી ગઇ અને તેના ભયંકર શબ્દોએ મારા દીલમાં શરમ અને મુઝવણની લાગણી ઉત્પન્ન કરી. એ શબ્દો ભયંકર ભવિષ્યવાણી જેવા મને લાગ્યા. અને જો ગસ્ટેવનો હાથ મારી કમ્મરની આસપાસ વીંટળા-

ચલો ન હોત તો હું તમ્મર ખાઇને નીચે તુટી પડત. મારી મશ્કરી સાંભળીને બીજી કેટલીક એવીજ બેશરમ સ્ત્રાઓ જે થોડેક દુર ટાળે મળી ઉભી હતી તે ખડખડ હસવા લાગી. મેં ભયચકિત થઇ આસપાસ નજર કરી અને મારી નજરે થોડેક દુરથી પેલો બદમાસ હોરેશીઓ રોકિંગહામ ઝડપથી અદશ્ય થઇ જતો જણાયો. તેની કુદરતી ખુબસુરતી દુષ્ટતાની છાપથી વિકૃત થઈ હતી. અર્ધ બેભાન હાલતમાં મી. આલ્વનલીએ મને ગાડીમાં બેસાડી અને જરમીન સ્ટ્રીટમાં ગાડી જઇ પુગતાં તરતજ હું બીછાને ગઇ. મને તાવ આવ્યો હતો અને મારી માનસિક હાલત ભયંકર થઇ ગઇ હતી. ગસ્ટેવે ડોકટરને બોલાવવાની આતુરતા બતાવી પણ હું સ્હવારે સારી થઈ જઇશ એમ કહીને મેં તેને સમજાવી લીધો.

તે રાત કંગાળ—નીદ્રાહીન દશામાં પસાર થઈ. મારૂં મન અનેક જાતની બીકોથી મનેજ ખાવા લાગ્યું. હોરેસ રોકીંગહામ મારી અને મારા ભાઇની સામે જણુન વેર લેવામાં ગુંથાયો હતો તેની મને અનેક સાબીતી મળી ચુકી હતી. નાટકશાળાના કમ્પાઉંડમાં ભેગા મળેલાં ટોળાં સમક્ષ મારૂં અપમાન કરવાને તેણે પેલી નિર્લ-જ્જ બલાને મોકલી હતી તે વિષે કંઇ શક હતોજ નહિ. ગાડી હાંકનારાં નોકરોની હાજરીમાં તેણે મને બેઇજ્જત કરી હતી. અને નાટકશાળા આગળ આશરો શોધતી નીચ સ્ત્રીઓએ મારી મશ્કરી કરી હતી. અને સૌથી ભયંકર પેલી ભવિષ્યવાણી ! એ શબ્દોએ મારા જીગરને ક્રૂર રીતે ભેદી નાખ્યું હતું. એ શબ્દો એક પાપી, પતીત નીચ સ્ત્રી બોલી હતી છતાં—છતાં તેમાં સત્યનો ઘણો અંશ

હતો. ઓ પ્રભુ! શું અને મારી હાલત પણ એ હતભાગી સ્ત્રી જેવીજ થશે? શું મારે કંગાળ વેશ્યાની પેઠે પાપી પેટનો ખાડો ભરવા માટે તેની પેઠેજ નાટકશાળાની આસપાસ ભટકવું પડશે? આ સવાલો મારૂં જીગર વીંધી નાખતા હતા. આખી રાત મેં જેમ તેમ પૂરી કરી. સ્હવારે હું જાગી ત્યારે મારી બેચેનીનો પારજ ન્હોતો મને એ વેશ્યાના શબ્દો ભયંકર ભવિષ્યવાણી જેવા લાગ્યા હતા. મારા જેવી કલંકિત સ્ત્રીને આવી રીતે ઇશ્વર ચેતવણી આપતો હશે?

# પ્રકરણ ૯ મું.

## રંગીલો સીરીલ.

આલ્વનલીને મેં હોરેસની ધમકીની જરા પણ વાત ન કરી નાસ્તો બાદ તે વિદાય થયો અને હું સીરીલને કેવી રીતે ચેતાવવો તેના વિચારમાં પડી, પણ ઓહ! એજ વખતે દાસી સીરીલનો કાર્ડ લઇ અંદર આવી મારી બેઇજ્જતી થયા પછી મારા ભાઇની નજર સામે શી રીતે જોવાશે એ ખ્યાલથી હું ધ્રુજવા લાગી. થોડીજ પળમાં સીરીલ મારી સામે આવી ઉભો. હું શરમથી નીચું જોઇ ઉભી હતી. પણ તેને મારી કલંકિત હાલત માટે જરા પણું શોક થતો હોય એમ મને ન લાગ્યું.

"રોઝ! આખર તું મને મળી ખરી!—વાહ! તું પણ અમીરી ઠાઠથી રહે છે! તારી જાળમાં કોઇ સોનેરૂં પંખેરૂં સપડાયું લાગે છે." મને વ્હાલથી ભેટવાને બદલે આરામથી એક ખુરશી પર બેસી સીરીલ બોલ્યો. મને અત્યંત લાગી આવ્યું. મારી ભ્રષ્ટતા મને રૂવે રૂવે સાલતી હતી. હું મારી આંખોમાથી દડ દડ આંસુ સરી પડયા અને હું મારા ભાઇની છાતીપર માથુ નાખી મારૂં ભરેલું હૈયું હલકુ કરવા લાગી.

"આનો અર્થ શો? રોઝ!" તે મને જરા ખસેડીને બોલ્યો: "તું ડરી ગઇ હશે કે હું તને આવી સ્થિતિમાં જોઇ મારી નાખીશ. પણ નહિ ગભરા ના. તુને આવા રંગરગમાં જોઇને મને અત્યંત આનંદ થાય છે. તારા ઠેકાણાની મને આજેજ ખબર પડી; નહિ તો—"

"સીરીલ ! તું લંડનમાં ક્યારે આવ્યો ?" આંસુ લુછી નાખી મેં પૂછ્યું.

"પંદરેક દહાડા થયા. આપણે બન્ને ઘોડા ગાડીમાં ફરનારા રહ્યા એટલેજ એક બીજાને અત્યાર પહેલાં જોઇ શકયા નહિ હોઇશું. પગે ચાલનારા કંગાળો તરત એક બીજાને મળી જાય છે. સીરીલે અમીરી અવાજે દમામ બતાવ્યો.

"તું ગાડીમાં ફરે છે ?" હું અજબ થઇ.

"હા. તારા જેવી નહિ તો પણ મારી ગાડી નાખી દેવા જેવી તો નથી. જો, પેલી મારી ગાડી !" કહી તેણે બારી આગળ જઇ મને પોતાની ગાડી બતાવી. હું અજબ થઇ.

"તું આટલા બધા પૈસા ક્યાંથી લાવ્યો ?"

"રોઝ ! તું આ રાચ રચીલું, આ રેશમી વસ્ત્રો, આ સોનાનું ઘડીઆળ વિગેરે ક્યાંથી લાવી તે હું તને પૂછું છું ?"

"ઓ સીરીલ !" પુનઃ મારી આંખમાં આંસું આવ્યા.

"નોન્સેન્સ ! રોઝ ! તું મને એમ સમજાવવા માગે છે કે તું પરણી ગઇ છે ? નહિ. જો તેમ હોત તો તું હજુ મીસ રોઝ લાગ્બટ ન કહેવાત. તારે નસીબે તું આવા અમનચમન કરે છે તે જોઇને હું ખુશ છું."

"વ્હાલા ભાઇ ! પ્રથમ કરતાં અને પછી દગાનો ભોગ થઇ હું

કલંકિત થઇ હતી. પણ હું કાયદાની ગુંચામણમાં ફસી જાઉં એવું કંઇ કરતી નથી."

"તું કહેવા શું માગે છે? તું આવી વાત જવા દે હું તારી પાસે પૈસા માંગવા આવ્યો નથી."

"ઓહ! મારા ભાઇ! તને પૈસા જોઇતા હોય તો હું તે આપવાને તૈયાર છું."

"નહિ. નહિ થેંક્યું! મને પૈસાની જરૂર નથી." સીરીલે બેદરકારી બતાવી. હું ચૂપ રહી.

"સીરીલ! આપણા માતપિતાની કંઇ ખબર છે?" થોડીવાર પછી મેં પૂછ્યું.

"ઓહ! એ ડોકરાઓની મને ઘણા વખતથી કંઇ ખબર પડી નથી પણ હજુ મા આરામ ખુરશીપર પડી રહેતી હશે અને બાપજી બ્રાંડીની બાટલી સાથે લહેર ઉડાવતા હશે. હવે ગઇ ગુજરી ભુલી જા. તને ખબર નો છે કે ઘરમાં ફરનીચર નવું વસાવવામાં આવ્યું હતું અને બધાનું કરજ ચુકવાઇ ગયું હતું--" સીરીલે કહ્યું. મેં મારૂં શીયળ વેચીને કરજ ચુકવવાના પૈસા આપ્યા હતા તેની યાદ આવતાં મને કંઇનું કંઇ થયા લાગ્યું.

"પછી મેં બાપા પાસે પચાસ પાઉંડ લીધા." સીરીલે પોતાની કહાણી આગળ ચલાવી: "એવામાં મને બે ચાર રંગીલા દોસ્તો મળી ગયા તેઓ સાથે હું કોન્ટીનન્ટની મુસાફરી કરી આવ્યો અને બેના

વગરના પણુ ભરેલા ખીસાવાળા અંગ્રેજોને જુગારના ટેબલ પર હરાવીને મેં મારા ગજવા તર કર્યા. આવી રીતે પાંચ પૈસે સુખી થઇને હું લંડન આવ્યો—"

આ વાત સાંભળી મને જરા ટાઢક વળી. સીરીલ જુગારમાં કમાયો હતો તેથી મને શાંતિ થઇ. કેમકે તેણે ફરીથી ચોરી કરી હશે એવો મને શક ગયો હતો.

"વાહ—સીરીલ! તારા મેળાપથી મને આનંદ થયો છે. પણ તને મારા ઘરની ખબર કોણે આપી?"

"આહ! એ તો નવાઇ જેવી રીતેજ ખબર મળી. આજે સવારે હું નાસ્તો બેતો હતો ત્યારે કોઇ નોકરડી જેવી બાઇ મારી દાસીને એક ચીઠી આપી ઉતાવળી ઉતાવળી ચાલી ગઇ. તે ચીઠીમાંના અક્ષરો ઘણાજ ખરાબ હતા. મહામુશ્કેલીએ મેં ચીઠી ઉકેલી તેમાં લખ્યું હતું કે "તમારી બહેન મીસ રોઝા લામ્બર્ટ જરમીન સ્ટ્રીટમાં રહે છે."

મારી ખાત્રી થઇ ગઇ કે એ કામ બદમાસ હોરેસનુંજ હતું.

"સીરીલ! તને ખબર છે કે મી. રેકીંગહામ લંડનમાં છે?"

"એમ! મને એ મળ્યો નથી. એની પાસે ખુબ પઇસા છે."

"ઓ સીરીલ! એનાથી સાવધ રહેજે. એ આપણો કટ્ટો દુશ્મન છે. એજ બદમાસે મને પોતાના પંઝામાં સપડાવી હતી—" મેં ભેદ ફોડી નાખ્યો.

"એમ! હવે મને સમજ પડી! હું અજબ થયો હતો કે મેં કરેલી ચોરીની તને શી રીતે ખબર પડી હશે! હું ધારતો હતો કે હું ઉંઘમાં બબડયો હોઇશ—"

"નહિ. બાપુ! તને કાયદાની ચુંગાલમાંથી બચાવવા માટે હું હોરેસને શરણે થઇ હતી. પણ હવે પ્રભુને ખાતર તેના પર વેર લેવાની કોશીષ ના કરતો. ભાઇ, સીરીલ! તું તેની સાથે દ્વંદ્વયુધ્ધ કરી—"

"જહન્નમમાં જાય દ્વંદ્વયુધ્ધ!" નફટાઇથી તે વચ્ચે બોલી પડયો: "ગમે તેમ હોય પણ એણે આપણું બહુ નુકસાન કર્યું નથી કેમકે એને લીધેજ આડકતરી રીતે તું આવું સુંદર ઘર મેળવી શકી છે!"

"સુંદર ઘર!—" મારા સગા ભાઇની આવી બેશરમી જોઇને અજાયબી અને ધિક્કારની લાગણી મારા દીલમાં ઉત્પન્ન થવા લાગી. પણ તે દબાવી દઇને મેં મારા ભાભીને ચેતવણી આપી.

"સીરીલ! યાદ રાખજે, હોરેસ રોકીંગહામે આપણને બન્નેને પાયમાલ કરવાના સોગન ખાધા છે. ગઇ રાતે હું નાટકમાં ગઇ હતી—"

"હું પણ ગયો હતો. કેવી અજાયબી! મેં તો તને જોઇજ નહિ. હં—હું તો બોક્ષમાં બેઠી હશે. હું પીટમાં હતો. વળી મારી માશુક સુંદરતાની મુર્તિ છે પણ કમબખ્ત એટલી અદેખી છે કે

વાત ના પુછ. જો હું કોઇ ઓ તરફ જોત તો તે મને જીવતોજ ખાઇ જાત. ચાલ હશે. તારી વાત આગળ ચલાવ–"શીરીલે કહ્યું.

"તેં હોરેસ રોકીંગહામને જોયો ન્હોતો?"

"નહિ."

"પણ તેણે તને જોયો હતો અને બોક્ષમાં આવીને તેણે તારા તરફ આંગળી તાકી તારા તરફ મારૂં ધ્યાન ખેંચ્યું હતું. તેજ વખતે તેણે તારી મારફતે આપણા પર વેર લેવાનો નિશ્ચય કર્યો હતો."

"એવા લવારાની કોણ દરકાર કરે છે?" મારો ભાઇ ધિક્કારથી બોલ્યો: "રોઝા! તું તેનાથી શા માટે ડરે છે? એ વહેંતીઓ મને મળશે તો હું તેનું ડાચું તોડી નાખીશ."

"શીરીલ!" હું ગંભીર થઇ: "જો તને મારે માટે જરા પણ લાગણી હોય—"

"ઓહ! તું પણ કેવી વાત કરે છે? વેલ, તું એમજ કહેવા માગે છે ને કે મારે હોરેસ સાથે તકરાર કરવી નહિ? વારૂ–તું રાજી થા. હું તેને નહિ છેડું. ચાલ, હવે સાહેબજી! મારે કેરોલાઇન સાથે ફરવા જવાનું છે." કહી તે જવાને તઇયાર થયો."

"તને કેરોલાઇન સાથે ક્યારથી પિછાન થઇ? તારી સાથે કાલે નાટકમાં હતી તેનીજ તું વાત કરે છે ને?"

"હા. એજ મારી મીઠી ફેરોબાઇન! હું લંડનમાં આવ્યો ત્યારથી એ મારી માશુક થઇ છે."

"ફક્ત પંદર દહાડાથી!"

"હા. વાત એમ છે કે હું જે ઘરમાં રહું છું ત્યાં બે માળ ભાડે આપવાના હતા. મે એક માળ રાખ્યો તેને બીજેજ દહાડે બીજો માળ ભાડે રખાયો. મારી પડોશણ ફેરોબાઇન સીમુર! તરતજ અમે મીત્ર થઇ ગયાં. પહેલા અમે દાદર પર મળ્યાં ત્યારે એક બીજાને નમન કર્યું-બીજીવાર અમે હસ્યાં-ત્રીજી વાર જરા ઉભા રહી થોડીક વાત કરી-ચોથી વાર મેં તેનો હાથ પકડયો—પાંચમી વાર મેં તેને ચુમી લીધી અને છઠીવાર અમે એક બીજાને હૃદય અર્પી દીધા. આ બધું બે દિવસમાં બન્યું તે પરથી મેં તેનું દીલ કેટલી ઝડપથી જીતી લીધું તેનો તને ખ્યાલ આવી શકશે."

"સીરીલ! હું એટલુંજ ચાહું છું કે તે તને હદ બહારના ઉડાઉ ખર્ચમાં નહિ નાખે." મેં સલાહ આપી.

"તે મારે જોવાનું છે. ચાલ, હવે સાહેબજી!" તે ઓરડામાંથી બહાર ગયો.

સીરીલને મળ્યા પછી મારી ગમગીની વધી ગઇ. મારા માત પિતાએ ગમે તે કર્યું હોય છતાં મને તેમને માટે લાગી આવ્યું વૃધ્ધાવસ્થામાં એ બિચારાંની સંભાળ લેનાર કોઇ ન્હોતું. મેં એક પત્ર લખી અમે બન્ને ભાઇ બહેન જીવતાં છીએ એવી ખબર

આપવાનો વિચાર કર્યો. પણ હાથમાં કલમ લેતાંજ એ વિચાર મેં પડતો મેલ્યો. મારી કલંકિત દશાની ખબર હું શી રીતે લખું ?

હું એટલી બધી બેચેન બની ગઇ હતી કે જરા દીલ બહેલાવવા માટે ફરવા જવાનો મેં વિચાર કર્યો. સાદા વસ્ત્રો પહેરી હું પગે ચાલીને જેમ્સ પાર્કમાં ગઇ. ત્યાં જઇને હું મારી ગમગીની ઓછી કરવા માટે કુદરતી સાૈન્દર્ય જોતી હતી એવામાં મારી નજર એક યુવાન પર પડી. તેનો ચહેરો અત્યંત ગંભીર અને શોકગ્રસ્ત હતો. બન્ને હાથ ચોળતો તે બગીચામાં ફરતો-થોડા ડગલાં ચાલી અટકી જતો અને પાછો આગળ ચાલતો. હું ધીમે ધીમે તેની પાછળ ગઇ. નજીક જતાં મને જણાયું કે તેનો ચહેરો ભવ્ય અને તેજસ્વી હતો. ગરીબીમાં જકડાવા છતાં તેના વદન પર ખાનદાની ઝળકી રહી હતી. તે બહુ ખુબસુરત ન્હોતો. પણ એકંદરે દેખાવડો જવાન હતો. અચાનક તેની કાળી આંખો મારા પર પડી. તેની નજર પરથી હું તેનો મનોભાવ જાણી જાઉં એવા ભયથી તેણે મ્હોં ફેરવી લીધું અને ત્વરિત વેગે તે ચાલી ગયો. મને તેની દયા આવી. મેં બે ત્રણ ચક્કર લીધા પણ તે યુવાન મને દેખાયો નહિ. તેની દયા જનક હાલત જોઇ મારાથી બને તેટલી મદદ કરવાનો મારો વિચાર હતો. પણ તે પાર ન પડ્યો.

ઘેર આવતાંજ મારી દાસી ફ્રાનસીસ મારી પાસે આવી બોલી "મેમ બારીના પરદાનું માપ લેવા માટે દરજીનો માણસ આવ્યો હતો."

"કયો દરજી? મેં કોઇને બોલાવ્યો નહોતો. મીસીસ હારબરોએ

કોઇને બોલાવ્યો હશે."

"મેમ! મને પણ એમ લાગ્યું હતું. વળી એ માણસનો દેખાવ મને ગમ્યો નહોતો તેથી તે કંઇ ચોરી ન જાય તે માટે હું તેની સાથેજ રહી હતી."

"સારૂં કર્યું. જા, મીસીસ હારબરોને તો પુછી જો."

"ફ્રાન્સીસ થોડીજ વારમાં તપાસ કરી આવી બોલીઃ 'મીસીસ હારબરો કહે છે કે તેણે કોઇ દરજીને બોલાવ્યો નથી! મેમ! મને બરાબર યાદ છે. તે તમારા બેડ રૂમની બારીનું માપ લેવાજ આવ્યો હતો."

"એનો અર્થ શો? કાંતો કંઇ ભુલ થઇ હશે અથવા દાળમાં કંઇ કાળું હશે." મેં શંકા કરી.

"એવું શું હશે?"

મેં દાસીને પેલા ગવાલીઓ મારી ગાડીની પાછળ પડયા હતા તેની વાત કરી. દાસી ડરી. મેં ગરટેવને આ વાત કરી પણ તેણે તે હસી કહાડી અને રાત પડતાં હું આ બનાવ તદ્દન ભુલી ગઇ.

# પ્રકરણ ૧૦ મું.

## ઘરડો ઘુવડ.

શીયાળામાં મેં કિંમતી ગરમ કપડા પહેર્યા હતાં પણ ઉનાળામાં તે બેદરકારીથી રાખવાથી બગડી ગયાં હતાં. આથી મીસીસ હારબરોની ભલામણથી બીજે દિને હું કોવેન્ટ ગાર્ડન પાસેના એક મહોલ્લામાં કપડાં રફુ કરનારની દુકાને ગઇ. મેં તેને કપડાં આપ્યાં એવામાં દુકાનદારની સ્ત્રી ત્યાં આવી લાગી અને ધણી ધણીઆણીની વાતચીત પરથી હું સમજી કે તેઓનો કોઇ ભાડુત કરજમાં સપડાવાથી બેલીફ તેને પકડી જતો હતો અને દુકાનદારનું ભાડું જવા માટે તે બળાપો કરતો હતો. બેલીફ સાથે જતાં એ કમનસીબ માણસને પેલા દુકાનદારે મને બતાવ્યો. એજ યુવાનને મેં ગઇ કાલે સેંટ જેમ્સ પાર્કમાં જોયો હતો. તેથી મને તેની અત્યંત દયા આવી. મેં દુકાનદારને મોકલી બેલીફને પાછો બોલાવ્યો. પેલા યુવાનનું ૨૩ પાઉંડનું કરજ ચુકવી દીધું અને બેલીફ તેને છોડી દઇ વિદાય થઇ ગયો. પેલા યુવાનનું નામ આર્થર બ્રીજીસ હતુ. તેણે ગળગળતે સ્વરે મારો ઉપકાર માન્યો. તેની સાથની વાતચીતથી મને જણાયું કે તેની મા બચપણમાં મરી ગઇ હતી. તેના બાપે તેને સારી કેળવણી આપી હતી પણ તે કોલેજમાંથી બહાર નીકળ્યો તેજ વખતે તેનો પિતા મરણ પામ્યો. તેણે લંડનમાં મહા મહેનતે પંતુજીની નોકરી મેળવી, પણ તેણે કમનશીબે તે ટકી નહિ. પછી એક ધાર્મિક પત્રમાં તેણે લેખ લખવા માંડયો. પણ દોઢ મહીનામાં તે પત્રજ બંધ થઇ ગયું. એ બીચારો પ્રમાણીકપણે મહેનત મજુરી કરીને જીવવા માંગતો હતો. તેનું ૨૩ પાઉં-

કર્નું કરજ પણ તેણે તેના બાપની દફન ક્રીયા કરવા માટેજ કર્યું હતું કેમકે તેનો બાપ એક કોડી પણ મુકી ગયો ન હતો. તેનો એક કાકો સગા વ્હાલા સાથે લડીને હિંદુસ્તાન ચાલ્યો ગયો હતો અને હિંદમાં તે દોલતમંદ થયો હતો છતાં તેને અચંરની ખબર લીધી ન હતી. મેં એ ગરીબ યુવાનને વીશ પાઉંડ બીજા આપ્યા. તેનો તેણે આનાકાનીથી સ્વીકાર કર્યો અને આવી હાલતમાં પણ એક માનવ બંધુને સહાય કરવાનો સંતોષ લઇ હું ઘેર આવી.

બીજે દિને મારા પર અર્લ ઓફ ડવલીની એક ચીઠી આવી. તેમાં તેણે મને એકાંતમાં થોડીક વાર મળવાની અરજ કરી હતી. એ જબર અમીરે તેને ઘેર મારૂં અપમાન કર્યું હતું પણ હવે તેનો રંગ ફરી ગયો હતો. તે મને મારે ઘેર અથવા પોતાના મહેલમાં મળવાને તૈયાર હતો અને એકવારના એ અભિમાની અમીરે કાકલુદીભરી ભાષામાં મને મળવાની વિનંતી કરી હતી. કદાચ હોરેસ અને લ્યુસીઆ સંબંધી કંઇક નવો બનાવ બન્યો હશે એમ ધારીને મેં તેને મારે ઘેર બપોરે બે વાગે મળવા આવવાનો જવાબ લખ્યો. અલ્વનબીને મેં આ વાત જાણવા ન દીધી; કેમકે હું ફરીથી હોરેસની વિરૂદ્ધ પગલાં ભરૂં છું એમ ધારીને તે મને ઠપકો દે તેવો સંભવ હતો. અર્લ ઓફ ડવલી જેવા વૃધ્ધ પુરૂષને હું એકાંતમાં મળું તેથી ગરટેવના હૃદયમાં ઇર્ષ્યા ઉત્પન્ન થવાનો સંભવ ન્હોતો.

બરાબર બે વાગે તે અભિમાની ઉમરાવ મારી તહેનાતમાં ખડો થયો. તેની ઉમ્મર ૭૦ વરસની હતી. તેનો એકે એક વાળ સફેદ થઇ ગયો હતો તે હું જાણતી હતી. હું તેને હોરેસની નીચતા સામે ચેતાવવા ગઇ ત્યારે એજ ગુમાની અમીરે મને પોતાની શ્રીમંતાઇનો તોર બતાવ્યો હતો. પણ આજે

તેના ઢંગ ન્યારાજ હતા. તેનામાં અભિમાનનો છાંટો પણ ન્હોતો. પોતાના પાકેલા વાળ તેણે ડાઇથી રંગ્યા હતા અને પોષાક પણ ફાંકડેરાવ જેવો પહેર્યો હતો. ડગલાના બટન હોલમાં એક ગુલાબનું ફુલ શોભતું હતું. આવો દેખાવ જોતાંજ હું તેનો મનોભાવ પામી ગઇ અને મનમાં ને મનમાં આ બુઢ્ઢા ખચ્ચરની મુર્ખાઇ પર હસવા લાગી. પણ ઉપરથી મેં તેને મારો મનોભાવ જાણવા દીધો નહિ.

"મીસ લામ્બર્ટ !—" તે અત્યંત નમ્રતાથી મીઠું હાસ્ય કરતો બોલ્યો: "જો તમે મારા ઘરને પાવન કરવાની તસ્દી લીધી હોત તો હું ઘણોજ રાજી થાત.

"આ પરથી મને લાગે છે, મારા લોર્ડ ! કે તમારૂં કુટુંબ આ શહેરમાંથી બહાર ગયું છે અથવા અમુક બાબદસર તમને મારી સેવાની જરૂર પડી હોય." મેં વ્યંગ સાથે જવાબ વાળ્યો.

"મી. રેકીંગહામ સાથેની તકરાર તો મેં ક્યારની પતાવી દીધી છે. એ બદમાસનું પોત પ્રકાશમાં આવી ગયા પછી તેનો બાપ મને મળવા આવ્યો હતો. પણ મેં તેને મળવાની સાફ ના પાડી હતી. મીસ લામ્બર્ટ ! મારા કુટુંબ વિષેની તમારી કલ્પના સાચી છે. લેડી ડવલીની તબીઅત સારી ન હોવાથી તે બચ્ચાં કચ્ચાં સાથે સ્ટેફર્ડશાયર ગઇ છે. આથી તમે સમજી શકશો કે સેવક હાલમાં વાંઢો છે—" આટલું બોલી તેના કરચલીવાળા મ્હોં પર તેણે ફરીથી હાસ્ય ફરકાવ્યું.

"તમારા આગમનનો હેતુ સમજાવશો, મારા લોર્ડ !"

"એકવાર તમને જોયા પછી ફરીથી તમારા દર્શનનો લ્હાવો લેવાની લાલચ કોઇપણ માણસ ટાળી શકે ખરો ?"

"હશે. પણ હું તમને પ્રથમ મળવા આવી ત્યારે તમે મને એવી ગણી ન્હોતી !" મેં તાણો માર્યો.

"આહ ! મીસ લામ્બર્ટ ! તે વખતે તમને હું ઓળખતો ન્હોતો." જરા દિલગીર થઇ તે બોલ્યો: "તમને મળ્યા પછી હંમેશાં મેં તમને આભારની લાગણી સાથે યાદ કર્યા હતા. અને આભારની લાગણી... ..." તે અટક્યો. તેના જેવા વૃદ્ધ ખચ્ચરને મ્હોડે પ્રેમનો ઉચ્ચાર થઇ શક્યો નહિ. હું તેનો હેતુ સમજી ગઇ હતી અને તેની મુર્ખાઇ પર હસી પડવાની અણી પર હતી. પણ મેં જેમ તેમ હાસ્ય ખાળી રાખ્યું.

"હા. મીસ લામ્બર્ટ ! તમને મળ્યા પછી જે હું તમને કદિ ભુલી શક્યો નથી." ને હસ્યો.

"મારા લોર્ડ ! આટલુંજ કહેવાને માટે તમે અહિં આવ્યા હો તો તમે નકામી તસ્દી લીધી."

"મારાં વ્હાલા મીસ લામ્બર્ટ આવી લાગણીહીન વાત ન કરો." જરા આવેશથી તે બોલવા લાગ્યો: " તમારૂં મધુર સ્મીત જોવા માટે હું તમે કહો તે કરવા તઇયાર છું. બોલો, હું તમારી શી રીતે સેવા કરૂં ? તમારાં સગા યા મિત્રને તમે મદદ કરવા

માંગો છો ? મારો એકજ શબ્દ નીકળતાં કોઇ પણ પ્રધાન સરકારના કોઇ પણ ખાતામાં અથવા દેવળમાં નોકરી અપાવી શકશે. મહેરબાની કરી મારી આભારની લાગણી પુરવાર કરવાની મને તક આપો—"

મેં તેને વિદાય કરવાનો વિચાર કર્યો. એ કામી કુતરો મારા પર મોહી પડયો હતો અને મારા પગ ચાટવાને તઇયાર હતો તે વિષે કંઇ શક ન્હોતો. હું તેને "ગુડ મોર્નિંગ" કરી પાણીચું આપવાની અણી પર હતી એવામાં મને અર્થર બોજીસનો ખ્યાલ આવ્યો. અને આ વૃધ્ધ વાંદરાની મુર્ખાઇનો લાભ લઇ એ કમનશીબ યુવાનને ઠેકાણે પાડવાનો મેં વીચાર કર્યો.

"મારા લોર્ડ ! તમે મારા પર શા માટે ઉપકાર કરવા માંગો છો તે હું સમજી શકતી નથી. થોડા દિવસ પર મેં તમારૂં જે કામ કર્યું હતું. તે માટે મને બદલો જોઇતો નથી તે મેં તમને તેજ વખતે કહી દીધું હતું." હું જરા હસી.

"મારા વ્હાલા મીસ લ્યામ્બર્ટ !" પોતાની ખુરસી જરા નજીક ખેંચી તે બોલ્યો: "તમે મારા જીગરમાં અજબ લાગણી પેદા કરો છે. તમે મારા તરફ એવીજ લાગણી ધરાવો એમ માની લઉં એવો હું ગધેડો નથી પણ ચોક્કસ સંજોગોમાં હું તમને રાજી કરવાની ખાત્રી આપું છું. હું શ્રીમંત છું. તમારા હાલના આશ્રયદાતાને હું ઓળખું છું. તે જ્યાં સેંકડો ખરચે છે ત્યાં હું હજાર ખરચીશ. હાલમાં તમે ભાડાના ઘરમાં રહો છો તેને બદલે હું તમને તમારા

પોતાના બંગલામાં રાખીશ અને ગાડી ઘોડા સાથે અનેક દાસ દાસીઓ તમારી સેવામાં રજુ કરીશ."

તેણે પોતાનો હેતુ સ્પષ્ટ કર્યો, મને તેના પર ધિક્કાર ઉત્પન્ન થયો. તેનો એક પગ કબરમાં જઈ પુગ્યો હતો છતાં તે મારી સાથે પ્રેમ કરવા આવ્યો હતો એ ખ્યાલજ હાસ્યાસ્પદ હતો. પણ આર્થરના કલ્યાણ માટે મેં તેને ખુલ્લી રીતે તરછોડી કાઢયો નહિ.

"મારા લોર્ડ ! તમારી માગણી લલચાવનારી છે. પણ હું મારા આશ્રયદાતાને એકદમ છોડી શકતી નથી. તમારો મારો પરિચય જરા વધુ થયા પછી—"

"ઓહ ! રોઝ—વ્હાલી રોઝ, ત્યારે તારે માટે આશા છે ખરી !" કહી તેણે મારો હાથ પકડી તે પર ચુમી લીધીઃ "તું સ્વર્ગીય પરીથી પણ વધુ ખુબસુરત છે. બોલ, વ્હાલી ! તારે માટે હું શું કરૂં ? કહી તે ધુંટણીએ પડયો.

"ઉઠો મારા લોર્ડ ! કોઇ નોકર આવી જશે તો—" હું જરા ગભરાઇને બોલી.

"બરાબર વ્હાલી ! હું તને દુનિયાની સલ્તનતને માટે પણ બદનામ કરવા માનતો નથી. પણ હું તારા પ્રેમની આશા તો રાખુંને ?" તે પુનઃ ખુરશી પર બેસતો બોલ્યો.

"મેં તમને કહ્યું તો ખરૂં કે તમારી સાથેનો પરિચય વધ્યા પછી સંભવિત છે કે—"

"હા—હા. જાગજી ગયો ! રોઝ ! વ્હાલી ! તારા આટલા શબ્દો મારે માટે પુરતા છે. બોલ, વ્હાલી ! હું તારા પ્રેમ માટે લાયક શું કરૂં ?"

"તમે સરકારમાં લાગવગ ધરાવો છો ખરૂં ?"

"હા. લોર્ડ ચાન્સેલર મારા ખાસ મિત્ર છે. વળી આરૂપો ડઝન બીશપો મારો પડતો બોલ ઉપાડવાને તૈયાર છે. બોલ વ્હાલી ! તારે કોને નોકરી અપાવવી છે."

"આર્થર બ્રીજ્સ નામના એક ખાનદાન યુવાનને ! સાંભળો, એ યુવાન મારૂં નામ પણ જાણતો નથી અને મેં તેને નોકરી અપાવી છે. એવી તેને ખબર પણ ન પડવી જોઇએ."

"તેની તું ચિંતા ન કર. તું આજ્ઞા કરશે તેજ પ્રમાણે હું વર્તીશ."

"મી. અર્થર બ્રીજ્સ આ જગ્યાએ રહે છે." કહી એક કાગળ પર મેં તેનું ઠેકાણું લખી આપ્યું: "તમે તેને મળીને એમજ કહેજો કે તેને નોકરીની જરૂર છે એવી તમને અચાનક ખબર મળી છે."

"હા. હા. હું તેને વર્ષે ચારસો પચાસો પાઉંડ અપાવું તો બસને ?"

"એથી ઓછા પણ ચાલશે. પણ જો કોઇ પણ તમને મારૂ નામ પુછે તો તમે સાફ કહેજો કે મીસ લામ્બર્ટને તમે ઓળખતાજ નથી."

"જેવી તારી આજ્ઞા વ્હાલી! આર્થર બ્રીજીસને નોકરી મલીજ ગઇ એમ સમજી લે બોન, વ્હાલી! હવે તારૂં મધુરૂં મુખ જોવા માટે કયારે આવું?"

"આર્થરને નોકરી અપાવ્યા પછી!" હું બોલી: "નહિ. નહિ. મારા લોર્ડ! મને મળવા આવતાં પહેલાં મને ખબર આપજો." કદાચ અર્લ મી. આલ્વનલીની હાજરીમાં આવી લાગે તેથી મેં પાછળથી મારા વાકયમાં સુધારો કર્યો.

"તું કહેશ તેજ પ્રમાણે કરીશ વ્હાલી!" કહી તે ઘરડા ધુવડે ફરીથી મારા હાથ પર ચુંબન કર્યું અને તે પછી નમન કરીને તે વિદાય થઇ ગયો.

## ભાગ પહેલો સંપૂર્ણ.

---